







## (૪૬) દોવા સાતમી જીવને બાવન ઘાટીની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ સતગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઈમામશાહા આદ વિષ્ણુ નિરંજન નરઅલી, મહંમદશાહા

સતગોર પીર કબીરદીન સતગોર પીર સુદર-દીન, સતગોર પીર સાહેબદીન, સતગોર પીર નસીરદીન સતગોર પીર શમ્સદીન, સતગોર પીર સલાઉદીન નર ઈસ્લામશાહા, નરઅલી નિરંજન નામ નબીનુર સતગોર તમારી દોવા. સ્વામી મહેર કરો, જીવને તમારા પગને પ્રતાપ કરી, જીવને મુગતા ઘાટ કરોજી. અથર્વવેદને ચલણે કરી એ જીવને રવીમંડળમાં પહોંચાડો. નબી નુર સતગોર નર ઈસ્લામશાહ સતગોર સલાઓદીન સતગોર શમ્સદીન સતગોર નસીરદીન, સતગોર સાહેબદીન સતગોર સુદરદીન. સતગોર કબીરદીન. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા તમે આદ વિશ્નુ નારાયણ વલી વિલાયતના વસનારા મુલસ્થાનના મુગટ જીવોના વર દાતાર, તમે તમારી વાચા પાળો. જ્યારે ત્રણ ટોળ હતા ત્યારે તમે વાચા દીધી આજ તે વાચા તમે પાળો, તમારે કરમે

૬









તમારે ધર્મે કરી, તમારા સતે તમારે દતે કરી, તમારી દયાએ, તમારી માયાએ કરી, તમારી ક્ષમા સંતોકે કરી, તમારી મ ર નજરે કરીને એ જીવને બાવન ઘાટી પહોંચાડો. જેમ નવાણું કરોડ જાંબા પોતા, જેમ છપન કરોડી મેઘા પોતા, જેમ બત્રીસ કરોડી કેનર પોતા, હવે તેત્રીસ કરોડી દેવ જીવના મેળા પુરા કરો, જાંબુદ્વીપના ભરણુ જાગતા કરો. અથર્વવેદને વાયકે આ સતપંથને પ્રતાપે કરી. બ્રહ્મા વિશ્નુની કળાએ કરી. સેત્ર સહસ્ત્ર હુસેની કુલ કાયમને પરિવાર તમારે સતે તમારે દતે કરી, સિવ શક્તિના પગને પ્રતાપે કરીને, એ જીવને બાવન ઘાટી પહોંચાડો. રવીમંડળમાં વાસ આલો. ચાર ખાણુના ફેરા ટાળો, નરઅલી નિરંજન નકલંકી નારાયણુ દસમા અવતાર સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા નરઅલી મહંમદશાહા મુલાણા, તમે જીવોના તારણુહાર, એ જીવના કળગોત્ર માંહે એકોતેરસો માએના, એકોતેરસો બાપના, સાત કુળ સાસરીના, જે જીવ વાસના કરે, જે જીવ આસના રાખે, તે જીવને તમારા પાવળને પરતાપે કરીને બાવન ઘાટી પહોંચાડો. વળી જે જીવને નામે ખરચે વાપરે તથા કરીઆવર કરે, જીવને ઉઠાસણે દોવા ભણે, ત્યારે રોકડુ નાણુ મેલે, તમારી પાવળને પ્રતાપે કરીને એ જીવનું ઉઠાસણું કબુલ કરો. એ









જીવને બાવન ઘાટીના હિસાબ ચુકાવો. એ જીવનો પંડ પડયો તેને પાંચ સાત નવ બાર તેત્રીસ કરોડીના મેલા આલો. લક્ષ ચોરાસીના ફેરા ટાળો, સઘળી જમાતસુ દેદાર આલો. અમરાપુરમા વાસ કરો, સતીઓની સોબતમા રાખો, રૂખીઓના રાજ આલો, સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા સહેજાદા રૂખેસર જીવોને ભેસ્તમાં આવાજ તમારે સતે, તમારે દતે કરી એ જીવને રવી મંડળમાં વાસ આલો. બાવન ઘાટીના હીસાબ ટાળો. દીવાન બાદશાહજી કરમ ધરમના ધણી તમે છો. જાંબુદ્વીપના સુલતાન સતગોર ઈમામશાહા, નરઅલી મહંમદશાહા, બાકરશાહા. સૈયદ શેર ખાલકશાહ બાલેશાહ, નીઝારશાહ, સૈયદ સાહેબદીન, સૈયદ મુસ્તફાજી, સૈયદ ખાનબાવાજી. હક લાએલાહા ઈલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.

## (૪૭) દોવા બાવન ઘાટી માંહે ભણવી.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા આદ વિશ્નુ નિરંજન નરઅલી મહંમદશાહા તમારી દોવા.









ભેરવની ચોકી, ભુતની ચોકી, પ્રેતની ચોકી, મેરૂ ફિરસ્તાનો વોળાવો અજરાઈલ ફિરસ્તાનો વોળાવો. એવા સાત ફીરસ્તાનો વોળાવો જીબરાઈલ ફીરસ્તાનો વોળાવો મીકાઈલિ ફીરસ્તાનો વોળાવો અસરાફેલ ફિરસ્તાનો વોળાવો, નુરવાઈલિ ફિરસ્તાનો વોળાવો, આંટી ઘાંટી સોહેલી કરો, તન ઘાંટીના વીઘન હરો. કંઈ ઘાંટી મોહે ઘાંટી, સંતાસણુ ઘાંટી, જમ ઘાંટી, એ ચારે ઘાંટીનાં બંધ ખુલાસા કરો, થુળ ઘાંટીના વીઘન દૂર કરો. મોહો ઘાંટી સુક્ષ્મ ઘાંટીની ચોકીથી છોડાવો, રવી ઘાંટી ચાર ઘાંટીયે સાથ તમારો રાખો, બાવન ઘાંટીનો હીસાબ નીવારીને રવીમંડળમાં વાસ આપો. બાવન ઘાંટી પાર ઉતારો, સાત ઘાંટી તે બાવન ઘાંટી માંહે જીબરાઈલિનો વોળાવો. એ જીવનું નવ મહોરૂં કાંકણુ બાંધ્યું છે. નબી સાહેબ, નુર સતગોર પીર સમ્સદીન, સતગોર પીર નસીરદીન સતગોર પીર સાહેબદીન, સતગોર પીર કબીરદીન, સતગોર ઈમામશાહા એ ખટ ગોરની સાંખ શાહેદી. નરજામા શાહા સુરતજાઅલી (૧) નર ઇસલમશાહા (૨) નરઅલી માહંમદશાહા (૩)પાત્ર નકલંકી નારાયણ જમલે જાહાંન જીવ તમારો છે. સ્વામી ગજસકો તમારો. કલીયુગને વર્તમાને. અથર્વવેદને વાયકે









તમારો આડો, તમારો પાડો. તમારો વાડો, તમારો ગજસકો પાડો, એ જીવ છુટે ત્યારે અનંત કરોડીના મેળા માંહે રાખો. સ્વામી મહોર છાપ તમારી સાથે છે સહી. સતગોર ઇમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઈલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.

## (૪૮) દોવા જીવને આસણ વસ્ત્રની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ સતગોર પાત્ર બ્રહ્મા ઇન્દ્ર ઇમામશાહા આદ વિશ્નુ નિરંજન નરઅલી મહંમદશાહા.

સતગોર પીર કબીરદીન, સતગોર પીર સુદરદીન સતગોર પીર સાહેબદીન સતગોર પીર નસીરદીન,સતગોર પીર સમ્સદીન, નર ઇસલામશાહા નરઅલી નિરંજન નામ નબી નુર સતગોર તમારી દોવા. સ્વામી તમે આદ વિષ્ણુ નારાયણુ નકલંકી રૂપ, બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર ભુપ. સ્વામી તમે શ્રી મચ્છ, સ્વામી તમે શ્રી કોરંભ, સ્વામી તમે શ્રી વરાહ, સ્વામી તમે શ્રી નરસિંહ, સ્વામી તમે શ્રી વામન. સ્વામી તમે શ્રી ફરસુરામ, સ્વામી તમે શ્રી રામ, સ્વામી તમે શ્રીકૃષ્ણુ, સ્વામી તમે શ્રી બુધ સ્વામી તમે શ્રી નકલંકી નિરંજન દશમો અવતાર, શાહા અલીવંશ







[૮૬]

મેહેદી નબીનુર સતગોર નર ઇસ્લામશાહા, તમે જીવોના દાતાર છોજી. સ્વામી તમસુ ભાવ સુભાવે. શુત્ર વસ્ત્રની દોવા કરાવે તે તમે કબુલ કરોજી. એ જીવે અનપાણી, સુત્ર વસ્ત્ર બીજાના લીધાં હોએ તે બકસોજી, એ જીવે કામ ક્રોધ કીધાં હોએ તે તમે બકસોજી. મહેરબાન બાદશાહજી તમે જેવાં કામ કરતા આવ્યા. આજ તેવાં કામ કરોજી. તમારા ગુણનો પાર નહીં, અમારા અવગુણનો છે નહિં. સ્વામી તમારા નામપર બલીહારી જાઉં, તમારા નામ ઉપર સદકે જાઉં. દીવાન બાદશાહાજી તમે જેમ કારજ નીપાયા તેમ કારજ નીપાએોજી. સ્વામી તમસું ભાવ સુભાવે. ઘટપાટ આગળે સુત્ર વસ્ત્રની દોવા કરાવે તે તમે કબુબ કરોજી. સુખી સુસાફરની દોવા કબુલ કરોજી.એ જીવના પાંચે વસ્ત્ર કબુલ કરોજી એ જીવને આવાગમન દુર કરોજી. એ જીવને લક્ષ ચોરાસી ફેરા ભાંગોજી, તમે દીન દયાળ બાદશાહ છોજી. એ બંદા જુગોજુગના ગુનેગાર છેજી. સાહેબ ગુના બક્ષણહાર છોજી. સ્વામી તમે નેક નજર ધરોજી, અંધારા ઘરમાં અજવાળાં કરોજી. તમે જાંબુદ્રીપના ધણી, ચિન્તા કરો એ જીવત ણી. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઇલ્લિલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.









# (૪૯) દોવા નવમી જીવને ઉઠાસણું આસણ વસ્ત્રનો છે

ૐ ફુરમાનજી બીસ્મીલ્લાહ હરરહેમાન નરરહીમ સતગોર પાત્ર બ્રહ્મા ઇન્દ્ર ઈમામશાહા આદ વિશ્નુ નિરંજન નરઅલી મહંમદશાહા.

સતગોર પીર કબીરદીન, સતગોર પીર સુદરદીન સતગોર પીર સાહેબદીન, સતગોર પીર નસીરદીન, સતગોર પીર સમ્સદીન, સતગોર પીર સલાહદીન, નર ઈસલામશાહા નરઅલી નિરંજન નામ નબી-નુર સતગોર તમારી દોવા સ્વામી તમે એ જીવને મહેર કરો, ફુજલ કરો, રહેમ કરો, કરમ કરો, વકરમ પરહરો. તમારે કરમે, તમારે ધર્મે જમલી જમાતને સતે દતે કરી, તમારી આસના તમારી વાસનાએ કરી, તમારા વેદ વંસ પરિવારે કરી. એ જીવનું ઉઠાસણું કબુલ કરો. નબીનુર સતગોર નર ઈસલામશાહ નરઅલી મહંમદશાહ દશમા અવતાર ચાલીસ ઈમામની આસીસ તમે કબુલ કરો. ઈમામ હસન હુશન, શાહા મુરતજાઅલી હજરત બીબી ફાતમાની આસીસ તમે કબુલ કરો. તમે અવતાર પાત્ર સેસડીના ધણી છો, તમારા નામ નુરની દોસ્તી તમારા પગ પાવળની દોસ્તી, એ જીવના ગુનો બક્ષો એ જીવની આડીવાડી સોહેલી કરો, દુખ દોહેલાં









દુર કરો. તેની ઘાંટીના વીઘન હરો, બાવન ઘાંટી પાર ઉતારો. સ્વર્ગની વાટે એ જીવને તારો, મૃત્યુ લોકને આસણેથી ઉઠાડો. સ્વીમંડળને મુકામ પોંચાડો, ઉતમ જીવને આશા પુરો. દોસ્તી સેત્ર સહસ્ત્ર હુસેની કુલ કાયમના પરિવારની દોસ્તી એ જીવને ઉતારો પાર, તમે જીવોના તારણહાર, તમે નારાયણ તમે નિરંજન તમે અલખ તમે અલ્લાહ તમે રામ તમે રહેમાન તમે, આદ વિષ્નુ નારાયણ નકલંકી નબીનુર સતગોર નર ઇસલામશાહ દાતાર. સલાઉદીનની આશીષ, સતગોર સમ્સદીનની આશીષ, સતગોર નસીરદીનની આશીષ, સતગોર સાહેબદીનની આશીષ, સતગોર સુદરદીનની આશીષ સતગોર કબીરદીનની આશીષ સતગોરઇમામશાહાની આશીષ. નરઅલી મહંમદશાહા સ્વામી તમે કબુલ કરો. તમે સાહેબ સુલતાન જે ઉપન્યા અરબસ્તાન સહસ્ત્રદ્વીપે એરાકખંડે કીધા મુકામ. જે આવી વસ્યા ઉંચ મુલસ્થાન. જેણે ગુજરખંડે કીધાં કામ જે આવી વસ્યા ગિરમઠા ગામ. તેનું પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઇમામશાહા નામ, જે કરસે અનંત કરોડી જીવોનાં કામ. તેનું નરઅલી મહંમદશાહા નામ તમે કરો જીવને મુશ્કેલ આસાનજી. સતગોર ઇંદ્ર ઇમામ-શાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઇલ્લિલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.









# (૫૦) દોવા ઉઠાસણે આસણ વાસણને છાંટ નાંખવાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ, સતગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઈમામશાહા આદ વિષ્નુ નિરંજન નરઅલી મહંમદશાહા નબીનુર સતગોર તમારી દોવા.

અલ્લા મેહેદી, સાહાઅલી સેરેખુદા, હક સનાસી દફે બલા. ત્રાંબેકા કોટ, લોહેકા કમાડ, નવસે નવાણું નદીઓ સાહેબદાર કુલ ગુના દફે થાએ, સબકું ફરાન સેતાન બાજી દૂર કરો. દમ દોહેલી, વાટ સોહેલી, દમે શાહ સુરતજાઅલી, કદમે સિફાઅત રસુલે ખુદા આસણ વાસણ કબુલ કરો સમસ તબરેજ અલી, શાહા સુદરદીન વલી, બરકત નવે તનકી ભલી, એ દોવા આસણ વાસણ તવંગીર દાન, સ્વામી તમે કબુલ કરો, ફરમાન રેહેમાનકું ફરીયાદ કરૂં, અલીકું ફરીયાદ કરૂં, ઉમત કાજ ફરીયાદ કરૂં. તમે પાક પરવરદીગાર નરઅલી મહંમદશાહા જેણે પીર પાયા, તેના અમરાપુરમાં વાસ, સુખ મીઠા ગરાસ, અલ્લાહ નબીકા દેદાર પાસ. બંદા ગુનેગાર ખાક. એ જીવના આસણ વાસણ પાક. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઈલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.









## (૫૨) દોવા ઉઠાસણે દેવેથાળ નીસા-નીની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ. સતગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઈમામશાહા આદ વિષ્ણુ નિરંજન નરઅલી મહંમદશાહા તમારી દોવા.

સતગોર પીર કબીરદીન, સતગોર પીર સુદર-દીન સતગોર પીર સાહેબદીન, સતગોર પીર નસીર-દીન, સતગોર પીર સમ્સદીન નર ઇસલામશાહા નરઅલી નિરંજન નામ નબી નુર સતગોર તમારી દોવા. સ્વામી તેજે સુરીજનહાર, બ્રહ્મા વિષ્નુ કુળ અવતાર નબીનુર સતગોર કાયમ રૂપ, આદ નિરંજન એક ને જુજવા સ્વરૂપ. તમારા નુર, તમારા જહુર, તમે ગત સેસટમાં છો ભરપુર, ગતના ગુના કરો દુર, તમારા નામ, તમારા ઠામ, તમારા ફરમાન, નીસાની મહેમાની કબુલ કરો. પાન, ફુલ, ફળ, સાક, પાક, અનપાણી, વસ્ત્ર વાસણ, દમડો દોકડો, કોડી બદામ, કબુલ કરો. સુખી મુસાફરની, ગત જમાતની દોવા કબુલ કરો, તમે દાતા, તમે ભોગતા, તમે વદામને વરો, સ્વામી તમે નુરે પરવરો. તમારા નામ નુરની રહેમ કરો. ગતગંગા જમલી જમાત ઉપર નેક નજર ધરો. તમારી સફાત સનાને જામો હક હલાલ કરો, વારાનું









આયુધ ધરો, જીવને ખુશાલ કરો. વેદ વરતમાનનું ફળ આપો. સિંહાસન તમે તમારૂં સ્થાપો. રખેસર બંદાના પાપ કાપો, ખરી કમાઈમાં બરકત આપો, સુખી મુસાફરનો રાડો, ગત જમલી જમાત માંહેથી દોહીત કાઢો. જીવ જામાને જગાડો, ચલાવી ધર્મ ને વસાવો પાડો. રૂખેસર બંદાની સફાત કબુલ કરો. કર્યા તમે, કરગો તમે, વર્યા તમે, વરસો તમે, ગોરનર બેલી એક આખર મહેંદી કાયમ અવતાર, જાંબુદ્રીપમાં ગોરનરનો પરિવાર. રૂખેસર બંદા ઉપર રહેમ કરો, કુલ બલા દફે ધરો. દોવા આશિષ અમારી, બરકત સફાત દેવ તમારી, વેગે જાઓ ને વેલા આવો. રહેમ કરમ કરીને વાડી વસાવો સત સાહેના તુર કાંડી, જપાવો અજંપા જાપ, તમે ઉતારો બંદાના પાપ, મોમન રૂખેસર બંદાઓ નરનારી બાળગોપાલ ચાલ્યા જીવની થાળ નીસાની કબુલ કરો. સાતગોર ઇંદ્ર ઈમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઇલલલલાહો મહંમદુર રસુલીલ્લાહે.

## (પર) દોવા બાળક તથા નવા ધર્મીને કાંકણુ બાંધવાની છે.

ૐ ફ્રરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ. સતગોર પાત્ર બ્રહ્મા ઇન્દ્ર ઇમામશાહા આદ વિશ્નુ, નિરંજન નરઅલી મહંમદશાહા









સતગોર પીર કબીરદીન, સતગોર પીર સુદરદીન, સતગોર પીર સાહેબદીન, સતગોર પીર નસીરદીન, સતગોર પીર સમ્સદીન સતગોર પીર સલાઉદીન, નર ઇસલામશાહા નરઅલી નિરંજન નામ નબીનુર સતગોર તમારી દોવા.

સ્વામી તમે આદ નિરંજન ધંધુકાર, જીવ પંડના સરજનહાર. બ્રહ્મા વાચા. વિશ્નુ વાચા, મહેશ્વર વાચા, શિવ શક્તિની વાચા, શ્રી મચ્છની વાચા, શ્રી કોરંભની વાચા શ્રી વરાહની વાચા શ્રી નૃસિંહની વાચા, શ્રી વામનની વાચા, શ્રી ફરસુ-રામની વાચા. શ્રી રામની વાચા, શ્રી કૃષ્ણની વાચા, શ્રી બુદ્ધની વાચા, શ્રી નકલંકી નારાયણની વાચા. હક મૌવલાના શાહા મુરતજાઅલી નબીનુર સતગોર નર ઇસલામશાહા વેદ વારાના મરદ, સતગોર ઈમામશાહા સેત્ર સહસ્ત્ર હુસેની કુલ કાયમના પરિવાર જાંબુદ્વિપ ભરતખંડે કુંવારકા ક્ષેત્રમાં હુવા દશમા અવતાર નકલંકી નારાયણ પાત્ર બ્રહ્મા નરહરી અથર્વ વેદની કાંડી ભણીને જીવનાં કાંકણ બાંધીએ. તો જીવની કાયા નુરાણી થાએ, તે જીવ અમરાપુરમાં જાએ તે જીવ ફેરાથી છુટે, અમર આસણ બેસે મના-મકો અમારો. ગજસકો તમારો. એ જીવને કમળા કુંવરની સોબતમાં રાખો તેત્રીસ કરોડીના મેળા આપો. ચાંદો સુરજ, પવન પાણી, જમીન આકાશ









અષ્ટ કુળ પરવત. નવ કુળ નાગ, બાર કુળ મેઘ, ચાર ખાણ, ચાર વાણ, ચાર વેદ. ચાર કીતાબ, તેત્રીસ કરોડીની પુરી સાંખ. ત્રીલોકની દીત્રી વાચા, સ્વામી તમારે નીમ કાકણે, તમારે કર્મે ધર્મે, એ જીવને સતપંથને મારગમાં રાખો, ગોરનરના દેદાર આપો. એ જીવના ગુના બક્ષો, અમરાપુરમાં વાસ આપો. એ જીવની ચીન્તા તમને છે, એ જીવને પાક પાવન કરો. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલ્લાહા ઇલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.

## (૫૩) દોવા વર કન્યાને કાંકણ બાંધવાનો છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ સતગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઇમામશાહા આદ વિષ્ણુ નિરંજન નરઅલી મહંમદશાહા તમારી દોવા.

સતગોર પીર કબીરદીન, સતગોર પીર સુદરદીન સતગોર પીર સાહેબદીન સતગોર પીર નસીર દીન, સતગોર પીર સમ્સદીન, નર ઈસ્લામશાહા નરઅલી મહંમદશાહા નિરંજન નામ નબીનુર સતગોર તમારી દોવા ગોર વાચા, નર વાચા, શિવશક્તિની વાચા, બ્રહ્મા વિશ્નુ મહેશ્વરની વાચા, ફરમાન નારાયણનું સતે વાચા, દતે વાચા.









વેદ વાચા, આદ આલ સતપંથની વાચા, વેદ વંશ પરિવારની વાચા, નવખંડ પૃથ્વીની વાચા, ચોવીશ મુલકની વાચા, અસ્ટ કુળ પરવતની વાચા નવકુળ નાગની વાચા. બાર કુળ મેઘની વાચા, સાત સાહેરની વાચા, નવસે નવાણું નદીઉંની વાચા, ચાર ખાણુ ચાર વાણુની વાચા, ચાર વેદ ચાર કીતાબની વાચા, અઢાર ભાર વનસપતીની વાચા, ચાંદા સુરજની વાચા, નવલખ તારાની વાચા, ચૌદ ભુવનનાં દેવ-લોકની વાચા, અગ્નિ તેજ અન્ન દેવની વાચા, ધંધુકાર કરણુ કલકની વાચા, જડબંધણુ જુગની વાચા, ઇંદ છેદાની વાચા, સત દતની વાચા, દયા ક્ષમાની વાચા, સતી જતીની વાચા, સંતોક રેહેણીની વાચા, અડસઠ તીર્થની વાચા, નવનાથ ચોરાસી સિદ્ધની વાચા, સહસ્ત્ર અઠાસી રૂષીઓની વાચા, એક લાખ એંસી હજાર પીર પેગંમ્બરની વાચા, નવાણું કરોડ જાંખાની વાચા, છપન કરોડ મેઘાની વાચા, બત્રીસ કરોડી કેનરની વાચા, પાંચ કરોડી પ્રહલાદની વાચા, સાત કરોડી હરીશ્ચંદ્રની વાચા, નવ કરોડી યુધિષ્ઠિરની વાચા, બાર કરોડી કમળાકુંવરની વાચા અનંત કરોડીના પીર હસનશાહાની વાચા, કુલ રૂખેસર ગતગંગાની વાચા, સુખી મુસાફરની વાચા, સાત ફિરસ્તાની વાચા, ચોસઠ લાખ દેવીઓની વાચા, સત્ર સહસ્ત્ર હુસેની કુલ કાયમના પરિવારની વાચા, આદ ઉનાદ અહુંકારે ધર્મ સ્થાપી, તસગોરે કીધો









વીસ્તાર. આદ સતપંથની સ્થાપના કરી, વેદ વંશે તો આવ્યા હરી. થાપના કરીને દેખાડયા ધર્મ, રૂખેસર જીવોનાં ઉતર્યા કર્મ. પેલા સરજ્યા વેદ ને વાણ, પછી સરજી ચારે ખાણ. જે જીવ સતપંથે મળ્યા, તેને આવાગમનના ફેરા ટળ્યા, ફરમાન તમારૂં, સત દત વાચા તમારી ફરીયાદ વીનતી અમારી સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઈલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.

## (૫૪) દોવા કળશ ઉપર આખા ઉતાર્યાની છે. (૧)

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા આદ વિષ્ણુ નિરંજન નરઅલી મહંમદશાહા. તમારી દોવા.

આખે જીવ રાખે, જીવતણા હો એ ઓધાર, સેસટના સરજનહાર. જમડા રૂઠા કયા કરે, જીસકા બેલી કીરતાર. કરતા માનો કળ નમો, કળશને દીજે બહુ માન, તેત્રીસ કરોડી દેવતા આવીયા, તે ધરે સ્વામીનું ધ્યાન. સેવા કરે સફળ હોય, સ્વામી કરો કબુલ. નર નારાયણ ભેટીઆ, હાજર સતગોર રસુલ જે જીવ નુરે મળીઆ, તેને આવાગમનનાં ફેરા ટળીઆ, કાયા જમી જીવ અમર, અમરાપર









વાસ, સતગોર મળે શાહાકા દેદાર પાસ, અમર ગોઠ અમરાપુરી સતગોર મળે તો જાઓ, ઇયાં કુરછ કેર ણી કમાઇએ, તોહી દેદાર અલ્લાહકા પાએ. ૐનમો શ્રી નકલંકી નારાયણ, જનાર્જગમાં અલખ નિરંજન, પીતાંબર કેશવ માધવ દામોદર, મધુસુદન, ગરૂડધ્વજ આદ વિષ્નુ દેવ, અહુંકાર મધ્યે સેવ, છત્રીસ યુગ ચોરાસી ચોકડી, તમ મધ્યે આદ બુંધ સહસ્ત્ર નામ ભણાવા. આદી આખર તમે છો. સતગોર ઇમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઇલિલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.

## (૫૫) દોવા મોઢે છાંટ નાખી સરદો કીધાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ સતગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઇમામશાહા આદ વિષ્ણુ નિરંજન નરઅલી મહંમદશાહા નબીનુર સતગોર તમારી દોવા.

સ્વામી તમે આદ નિરંજન નારાયણ નકલંકી આરબીરૂપ. ત્રણ સુરતનાં એક સ્વરૂપ. આદ પુરૂષથી અહુંકાર. તમે સેસટના સરજનહાર. છેદી ઇંડ રચ્યો સંસાર, ત્રણ સુરતનો એક વીચાર. સાતે સ્વર્ગે એકાકાર, ખોગળ ભોગળ સચરાચાર. સ્વર્ગ









મરત ને પાતાળ, જળ થળ ને પરવત. બેહેર બાર ને થાવર. જંગમ ગામ સીમ ને વભુત નગરે નવખંડ ને ચોવીસ મુલકે, એકવીસ બ્રહ્માંડ માયા વસુંધરા તમે રચી છે. આસન સિંહાશન ઘટપાટ એક મુરત ત્રણ દેવ મળી, કળશ માંહે કળા ધરી. સ્વામી તમે અમીનુરની છાંટ નાખો, તમારા જીવને તમારી પનાહમાં રાખો. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઈલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.

## (૫૬) દોવા ઓને લાઈસુતક ઉતારવાની છે.

ॐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમમાશાહા આદ વિશ્નુ નિરંજન નરઅલી મહંમદશાહા.

સતગોર પીર કબીરદીન, સતગોર પીર સુદર દીન, સતગોર પીર સાહેબદીન, સતગોર પીર નસીરદીન, સતગોર પીર શમ્સદીન, નર ઈસલામશાહ નરઅલી નિરંજન નામ નબી નુર સતગોર તમારી દોવા. પ્રથમ આદ નિરંજન અહુંકારથી ધંધુકાર, તમે સરજી મુરત ચાર. તમે સેસટના સરજનહાર.

૭









તમે કીધા વેદ ને વીસ્તાર. સ્વામી તમે ધર્યા અવતાર, અથર્વવેદમાં સચરાચર. ખાણી વાણીને સરજ્યા વેદ. તમે સરજ્યા અમર ભેદ અમર ભેદની અમર કાયા, આદ અંતે નુર નીપાયા. નુરથી નીરમળ એ જીવ નીપાયા. સુતક ટાળો, પાતક બાળો. નુરે એ જીવના પિંડ પખાળો, ઈમામશાહા મહંમદશાહા છાંટ દાલો. છોત ઉતારો, પાપની મોટ લેખો, સુતક પાતક લાઈ લેખો. દિન એક માસ છ માસ દશ માસ દો ચારસો દન ચાર જરોજ ખાણીમાં મનખા અવતાર, તમે ઉતારો બંદાનો ભાર. પર અન પર જળ દુનીઆં તણો વહેવાર. તે નુરથી કરો નીસતાર સુતક ટાળો પાંચેના પાતક બાળો. સાચો જુઠો, ભુલો ચુકો, વાચ્યા વચને વેદ હીણો, ઉણીઆ આચારી. અવગુણ પાતકે ભર્યો, પાંચે પાતક દુર કરો. વારોવાર લગી પાવન કરો. નુર ફરમાન કાંઢી જપાવો અજંપા જાપ, તમે ઉતારો બંદાના પાપ. ગત ગંગા જમલી જમાત, અનેક વરણ તે એકજ નાત. નુરથી કરો પાતક દુર અલી નબી તમે કરો જીવની સફાત. સતગોર સુદરદીન નર ઇસલામશાહા તમે જીવને આલો દેદાર. ઈમામ શાહા નર મહંમદશાહા તમે જીવના તારણહાર. એ બંદાને પાક કરો, એ જીવના ગુના માફ કરો. સતગોર ઇંદ્ર ઈમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઈલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.









## (૫૭) દોવા પુરૂષને સુતક ઉતાર્યાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ સતગોર પાત્ર બ્રહ્મા ઇન્દ્ર ઈમામશાહા આદ વિષ્ણુ નિરંજન નરઅલી મહંમદશાહા નબીનુર સતગોર તમારી દોવા.

પીર પાક, નુર પાક, નિરંજન નારાયણ પાક, પાંચ તન પાક, સાત મલાએક પાક, ચાર હે માસુમ પાક, દોવા જ હે ઈમામ પાક. તમારૂં નામ પાક, તમારૂં ઠામ પાક તમારા નામ નુરને પ્રતાપે કરી બંદા પાક. ધરતી આકાશ પાક, પવન પાણી પાક, ચંદા સુરજ પાક, તારામંડળ ધ્રુ પાક, અસ્ટકુળ પરબત પાક, નવકુળ નાગ પાક, બાર કુળ મેઘ પાક, સાત સાહેર પાક, નવસે નવાણું નદીઉં પાક, તમારા નામ નુરને પ્રતાપે કરી બંદા પાક, નવનાથ ચોરાસી સિદ્ધ પાક, અઠ્ઠાસી સહસ્ત્ર રૂષીઓ પાક, એકલાખ ને એંસી હજાર પીર પેગંમ્બર પાક સેત્ર સેહસ્ત્ર હુસેની કુલ કાયમનો પરિવાર પાક, અડસઠ તીરથ પાક, નવાણું કરોડી જાંખા પાક, છપન કરોડી મેઘા પાક, બત્રીસ કરોડી કેનર પાક, તેત્રીસ કરોડી દેવતા પાક, અનંત કરોડીના પીર હસનશાહ પાક, તમારી પાવળને પ્રતાપે કરી બંદા પાક, નુરની છાંટે કરી બંદા પાક સતગોર ઈન્દ્ર ઈમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઈલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.









## (૫૮) દોવા રૂખેસરને મોડે છાંટ નાંખ્યાની છે

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ સતગોર પાત્ર બ્રહ્મા ઇન્દ્ર ઇમામશાહા આદ વિશ્નુ નિરંજન નરઅલી મહંમદશાહા નબીનુર સતગોર તમારી દોવા.

અથરવેદી કાયમ પાયા, પીર શાહા નુરી અમર કાયા. અવલ આખર દેદાર આપો, ઇમાન સલામત રાખો. સત સલામત સબુરી આપો, કરોડ કરોડ ગુના કાપો. બોલે તે છુટે, ડરે તે તરે. નુર નકલંકી પીર શાહનું નુર જે રૂખેસર પીએ, તે જીવ બાર કરોડીની સોબતે મળે. સતગોર ઇંદ્ર ઇમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઇલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.

## (૫૯) દોવા મુખીને પાવળ પીધાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ સતગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઇમામશાહા આદ વિશ્નુ નિરંજન નરઅલી મહંમદશાહા નબીનુર સતગોર તમારી દોવા.

તમે દેવ નિરંજન નિરાકાર, નકલંકી નારાયણ દસમા અવતાર. ઇશ્વિર જુગોજુગના બ્રહ્માજી, પુરૂષ









પાવળની છાંટેથી સપ્ત પાતાળ ને એકવીસ બ્રહ્માંડનાં બંધ બાંધ્યા તે નુર પાવળે બંધ બાંધ્યા. બ્રહ્મા વિશ્નુ મહેશ્વર કળાસ માંહે કળા ધરી બેઠા. તે નુર છાંટના બાંધ્યા. હરી આલના હંસરાજા, પરી દેવના ટોળ, ૐકાર આલે બાદશાહ, પાતાળે દેવતાએ જમીન આકાશ, પવન પા ણી ગુપતી પ્રકટી જે કોઇ કુળ માંહે ગોત્ર માંહે, આણી વેળાએ જે કોઇ નુરની વાસના કરે, તે જીવની આસના પુરો. આદ બ્રહ્માએ ઘટ થાપીઓ ચોદશે નાખી ફેરોઇ, અનંતરૂપે ચરિત્ર કીધાં કરતા સુરત સોહી. સતગોર ઈન્દ્ર ઈમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઈલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.

To understand Gupti, Read Taqiyya

## (૬૦) દોવા કળશને ઉઠાડવાની લખી છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ, સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઇમામશાહા આદ વિશ્નુ નિરંજન નરઅલી મહંમદશાહા તમારી દોવા

સતગોર પીર કબીરદીન, સતગોર પીર સુદરદીન સતગોર પીર સાહેબદીન, સતગોર પીર નસીરદીન, સતગોર પીર સમ્સદીન, નર ઈસલામ-શાહા નરઅલી નિરંજન નામ નબીનુર સતગોર તમારી દોવા.

અહુંકાર ૐ નમો, શ્રી નકલંકી નારાયણ, મન હેત બાંધ્યા જલ કુંભે રહે, જણે બાંધ્યા કુંભ









રહે. કુંભે બાંધ્યા જળ રહે. જળ વિના કુંભ ન જ્ઞાને બાંધ્યા મન રહે. ગોર વીના જ્ઞાન ન હોય. આદ કુંભ કળશની ઘડી, ઉતમ જળસેથી ભરી. તે આદ કુંભ સદા ઓતમ ઉપના, તે કુંભની પુજા પરીવતંતે હો સ્વામીજી. સતગોર દરશન બુજંતે જીવો કારણ ભવે ગોર બ્રહ્મા,ૐકારે આદ ઉનાદઅલી, તેમાં જોધંગ દેવતા, આજ કળીયુગમાં અલી અલખ નિરંજન અવતાર પાત્ર, તે નર ઉત્તમ ઉપના હો સ્વામી. જે નર માનતે, જે નર પુજંતે, તે નર લહેતવમ મેર મેહેલંમ અમર ભોજન અમરાપુરી વાસં નર માનતે, જે નર ના માનતે, ના પુજતે તે નર જાવંતે, ઘોર અંધારે. તે જીવ ભવો ભવો ભવ બુડંતે હો સ્વામી, સતગોર સુદરદીન વાચા. પેલા કરતાયુગમાં ચાર રૂપે, શ્રીમચ્છ, શ્રી કચ્છ, શ્રી વરાહ, શ્રી નરસિંહ બીજા ત્રેતાયુગમાં ત્રણ રૂપ, વામન, શ્રી શ્રી ફરસુરામ શ્રી રામ, ત્રીજો દ્વાપર યુગમાં બે કૃષ્ણ અને શ્રી બુધ, આજ કળયુગમાં એક રૂપ, શ્રી નકલંકી નારાયણ ઘટપાટ સ્થાપી રખીઓ ઓધાર્યા, દઇતિ દીયા પાતાળ, એણી પાવળે સીધાર્યા રાજા પ્રહલાદ. પાંચ કરોડી જીવોનાં તો કીધાં કાજ. એણી પાવળે સીધાર્યા રાય હરીશ્ચંદ્ર, ગોરને મેલ્યા રાજ, સાત કરોડી જીવનાં કીધાં કાજ. એણી પાવળે સીધાર્યા રાય યુધિષ્ઠિર, પાંચે પાંડવે છોડયાં રાજ, નવ કરોડી જીવના કીધાં કાજ, એણી પાવળે કસ્ય









પીર સુદરદીન, જેણે કાગળનાં ચલાયા જાજ, બાર કરોડી જીવનાં કીધાં કાજ. નીમ જલ, નીમ થલ, નીમે બાંધી પાળ, સતગોર બેઠા જાંબુદ્વીપે, ઘટપાટ પંખાલ ઘટપાટ થાપી ઋખી ઓધાર્યા, દઈત દીયા પાતાળ, હક સાચા સાહા હેજંદા એ પાવળકા એહી વીચાર. સતગોર કબીરદીન કથતે, પીર સુદરદીન શાહા વાચ્યા, ગગન મંડળમાં અમીરસ હોય તાંહાં નિરંજનકા વાસા, સુગરા હોય સો ભર ભર પીવે નુગરા જાય નીરાસા. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઈલ્લીલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.

## (૬૧) દોવા પાટ ઊપરથી પેસા ઊપાડયાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ. સતગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઈમામશાહા આદ વિશ્નુ નિરંજન નરઅલી મહંમદશાહા.

નબીનુર સતગોર તમારી દોવા. સ્વામી હક તમે, પાક પીર તમે, અવલ તમે, આખર તમે, જાહેર તમે, બાતન તમે, દાતાર તમે, ખાલક તમે, દાયમ તમે, સખી તમે, સાહેબ તમે કરો તે થાય. તમારી દરગાકું આવે, કુલ જમાતકું ભાવે. જુના ગુના બકસો, નવા ન કરાવશો. પાંચ સાત નવ બાર









તેત્રીસ કરોડીના મેળા આલો. લખ ચોરાસીના ફેરા ટાળો, સઘળી જમાતસું દેદાર આલો, બંદા ખુદારથી પેટારથી છે. બંદાના કુલ ગુના બક્સો. સતગોર ઇમામશાહા નરઅલી મહંમદશાહા હકે લ્લાએલાહા ઇલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.

## (૬૨) દોવા નીશાની થાળ અખેપાત્રની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ સતગોર પાત્ર બ્રહ્મા ઇન્દ્ર ઇમામશાહા આદ વિષ્નું નિરંજન નરઅલી મહંમદશાહા નબીનુર સતગોર તમારી દોવા.

હરીચંદ્ર ચતુર વેદી બ્રહ્મા, મોક્ષદાતાર દેવ મહેશ્વર, અને સેહદેવ તપી કસે કળસ કરતાર, ચાર જુગ મધે જીવ ઓધાર્યા પાંચ સાત નવ બાર, ત્રેત્રીસ કરોડી અનંતના મેળા આપો તમે હુસેની પાત્ર દીવાન બાદશાહાજી ભાવ ભક્તિ સીદ્ધ સ્વરૂપ, થાળ પ્રસાદ, નીસાની મહેમાની, દશાંશ સુકરીત, દામ દોકડો, પાન ફુલ ફળ, અનપાણી સાક પાક, જકર બંદગી કબુલ કરો, સાહેબ તમસું બલિહારી, અમને આસા દેવ તતારી. અખેપાત્ર અખુટ કરો, સ્વામી તમે ગત જમાતમાં નુર નીશાનીએ પરવરો. અનપુરણા અન પુરો, પાણી પુરો. ગણેશ રીધી









સિધી આલો. માતા ભવાની મહાદેવ સ્વામી, ભોજન પીરસો માતા ભવાની, માતા ભવાની ગયા બ્રહ્માની પાસ, રીદ્ધી સીદ્ધી આલો છીએ તમારા દાસ, ભરો ભંડાર કરો સુખી, અનદેવ પુરણ જાલંધર સુખી. સતગોર ઇંદ્ર ઇમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઈલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.

## (૬૩) દોવા નીશાની થાળ અખોપાત્ર જમવાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ સતગોર પાત્ર ઇંદ્ર ઇમામશાહા નરઅલી મહંમદશાહા નબીનુર સતગોર તમારી દોવા.

સ્વામી તમે સૃસટના સરજનહાર, નીશાની મહેમાની ભાવે સભાવે તમારી નૈઅતે દસતરે કબુલ કરો, અન પાણીના આહાર, પાન ફુલના ભોગતા. જમલી જમાત ઉપર રહેમ કરો રહેમની નજર ધરો, તમારાં નુરને તમે વરો, બંદા તમારા ઉપરના નજર ધરો અનંત જીવ તપ કરી આવ્યા, એમ દેવ વેદ વાયકે ભાખંતે સતગોર હેત કરીઆ તે ચતુરવેદી બ્રહ્મા. સ્વામી હક દાણા સેવાયે આણા, જાંકા દાણા ખરી કરે કમાણા. સતસું લાણા. પ્રેમસું પકાણાં દુરવેસી ગરાસ દાણા હક હલાલ ખાણાં, ફરમાનજી બીસમીલ્લા સાહેબ તમકું પોંચાંણા. સતગોર ઇન્દ્ર ઇમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઈલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.









## (૬૪) દોવા નીશાની થાળ જમીને ભણવાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ. સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા આદ વિષ્ણુ નિરંજન નરઅલી મહંમદશાહા નબીનુર સતગોર તમારી દોવા.

દેસ્ત્ર દુનીઆ સેસત્ર આખર, આકબતની ખેર, ઈમાનની સલામતી, યા સતગોર ખેર કર કબુલ. મદદ અલ્લા રસુલ, જીસ ભંડારથી રોજી આવે, સો ભંડાર કરો ભરપુર, ખાયા નુર હુવા હજુર, અલા આદમ રસુલ તુમે દીયા બંદે ખાયા ફરમાન બીસમીલ્લા શાહા તમકું પોંચાયા. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઇલ્લલ્લાહો મહમદુર રસુલીલ્લાહે.

## (૬૫) દોવા ગત જમાત પરવારી ઉઠયાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ, સતગોર પાત્ર બ્રહ્મા ઇન્દ્ર ઇમામશાહા આદ વિશ્નુ નિરંજન નરઅલી મહંમદશાહા તમારી દોવા.









સ્વામી તમે વાટે ઘાટે મુસ્કેલ આસાન કરો, શેતાન તોફાન દુર કરો. વાડી તમારી હરી ભરી રાખો, ખરી કમાઈમાં બરકત આપો. દીન દુનિયામાં સરખરૂં રાખો. લજા આબરૂ શરમ તમે રાખો. તમારે નીમે ધર્મે, તમારી દશોંદ સુકીતે, તમારી કીયા આચરે, તમારી ગત ઉપરે મહેરબાન રાખો જાંબુદ્વીપના સુલતાન જે ઉપના અરબસ્તાન સેત્ર દ્વીપે એરાક ખંડે કીધો મુકામ, જે વસ્યા ઉંચ્ચ મલસ્થાન. જેણે ગુજરખંડે કીધાં ઠામ, જે વસ્યા આજ ગરમઠા ગામ. તેહનું પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા નામ, જે કરશે અનંત કરોડી જીવોનાં કામ. તે આદ વિષ્નુ નારાયણ નરઅલી મહંમદશાહા નામ તમે કરો બંદાની મુશ્કેલ આસાન, લક્ષ ચોરાસીના ફેરા ટાળો, તેત્રીસ કરોડીના મેળા આલો. સતગોર ઈમામશાહા નરઅલી મહંમદશાહા હકે લાએલાહા ઈલલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.

## (૬૬) દોવા બીજનો ચંદ્ર જોવાની છે.

ૐફરમાનજી બીસ્મીલ્લા હરરહેમાન નરરહીમ સતગોર પાપ બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા આદ વિશ્નું નિરંજન નરઅલી મહંમદશાહા તમારી દોવા.

બરકત રહેમત, સાહેબ સલામત. અરજ ઉમેદવાર. આજહો ચંદ્રમા ગોર તમે સતીઓનાં









સત રાખજો. નબીની ઉમતના કરગર્યા કાન ધરો. સમર્યા સાર કરો. કીધા ગુના બક્ષો, બીજા ગુના ન કરાવશો. જાંખા. મેઘા, કેનર, દેવ તેત્રીસ કરોડીના મેળા આલો, અનંત કરોડીની સોબતમાં રાખો, લખ ચોરાસીના ફેરા છુટાડો. સતગોર ઈન્દ્ર ઇમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઇલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.

## (૬૭) દોવા સુરજની સામે ભણવાની છે.

ૐફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા આદ વિશ્નું નિરંજન નરઅલી મહંમદશાહા તમારી દોવા.

ઉગતાં સુરજ, આથમતા ભાંણ. નર બીજ તે નર મહંમદશાહા નામ. પડંતે ગોર ગાવંત્રી જપે તપે બંબ ઉપાયા, તબ તમે સુરજ દેવતા, તમારે ચરણે આયા. અબદલા જબાર, અબદલા સતાર, અબદલા ગુફાર, અબદલા રહીમ, અબદલા કરીમ, ચાર પીર મહંમદ સાફીરોના, આટલી દોવા ભણે સુણે ઉનકું દોઝખ આંચ હરામ. સતગોર ઈંદ્રે ઇમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઇલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.









## (૬૮) દોવા નાદેઅલીની છે

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

નાદે અલીયંન, મજહરીલ, અજાએબ તજદહું, અવનલકા, ફીન્નેવા એબ કુલ્લોહમીન વગમીન, સેઅનજલી બકુદરતકા, ઇયા અલ્લા, ઇયા અલ્લા, ઇયા અલ્લા, બી નબુવતકા યા મહંમદ, ઇયા મહં-મદ, ઇયા માહંમદ, ભા વીલાયતકા ઇયા અલી ઇયા અલી, ઈયા અલી, યા અદરીકની

## નાદેઅલીનો ખાસીયત લખી છે

જે માણસને દુસમન વેરી વધારે હોએ, ને બીતો હોએ, તો એ હરરોજ સાત વાર પઢીને અલ્લાહ આગળ દોવા માગે તો તેના દુશમન દુર થાએ (૧) વળી કોઈના ઉપર કોઈએ જાદુ કરેલુ હોએ તો સાત કુવાઓનું પાણી મંગાવીને તેના ઉપર નાદેઅલી સાતવાર પઢીને, તે પાણીથી નવ-રાવે, ને થોડું પાએ તો જાદુ દુર થાએ. ને સારૂં થઈ જાએ (૨) કોઈ માણસને ઝેર ખવરાયું હોએ, તો તેને કાચની રકાબીમાં કેસર અને કસતુરીથી નાદેઅલી લખી પછી ધોઇને તેના ઉપર નાદેઅલી પચીસ ફેરા પઢી ફુંકીને પાએ તો સારૂં થઈ જાએ (૩) કદી કોઈ માણસને મંદવાડ હોએ, અને તેના









ઓસડથી હકીમ વૈદ થાકી ગયા હોએ, તેને નાદે-અલી પાણી ઉપર પઢીને રોજ પીવરાવે, તો સારો થઈ જાએ, મંદવાડ જાતો રહે (૪) કોઈ માણસને માથે દુઃખ તથા મુસકીલ પડી હોએ, તો નાદેઅલી હજાર વખત પઢે, તો દુઃખ દુર થાએ. (૫) કદી કોઈ પણ માણસ આપણા ઉપર ગુસ્સે. થયો હોએ (ખફા થએો હોએ) તો નાદેઅલી ઇકોતેર ફેરા પઢીને તેની પાસે જાએ, ને ત્રણ વખત પઢીને પોતાના પંડ ઉપર ફુંકે, તો તે માણસ તેના ઉપર મેહેરબાન થાએ (૬) પોતાની મુરાદ ઇચ્છા પુરી પાડવા સારૂ રોજ છત્રીસ વખત પઢે, તો તેની ઈચ્છા પુરી થાએ (૭) સવારે મોટે પરોઢીએ નાદેઅલી બાર વખત પઢીને બાહેર જાએ. તો જે મળે તે સર્વ તેના દોસદાર થાયે (૮) બીજુ કોઈને માથે ખોટી તહોમત મૂકી હોએ, તો તે માણસ નાદેઅલી હંમેશા (૪૦) વખત પઢે. તો તેના માથેથી તોહોમત દુર થાએ (૯) કોઈ માણસ પૈસાવાળો થવા ઇચ્છતો હોએ, તો બાર વખત સવારે ને બાર વખત સાંજે પઢે તો પૈસાવાળો થઇ જાએ (૧૦) કોઈ જરૂર કારણને લીધે સંતાઈ જવું હોએ, તો નાદેઅલી અઢાર વખલે પડીને સંતાઈ જાએ, તો તેને કોઈ જોઈ ના શકે. એ સિવાય ઘણીજ ખાસીઅત છે પણ લખતાં પુરી થાએ નથી.









## સતપંથીઓને સવાર બપોર સાંજ મધરાતની વેળાએ ભણવાની દોવા.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ.

સતગોર પાત્ર બ્રહ્મા ઇન્દ્ર ઈમામશાહ આદ આદ વિષ્ણુ નિરંજન નરઅલી મહમ્મદશાહ. તમારી અમ્મર દ્રષ્ટે કરી, કરમ મેહેર કરી, અમારા પાતક દુર કરો, તોબાં વખત કબુલ કરો. યા શાહ અલી મુર્તુઝા (૧) ઇમામ હશન હુસેન (૨) યા ઈમામ ઝયનુલ આબેદીન (૩) યા ઈમામ મોહમ્મદ બાકર (૪) યા ઇમામ જાફરો સાદીક (૫) યા ઈમામ ઇસ્માઇલિ શાહ (૬) યા ઈમામ નુરમહમ્મદ શાહ (૭) યા ઇમામ મુન્તે સરબિલ્લાહ (૮) યા ઇમામ શમ્સોદીન (૯) યા ઇમામ ઈસલામ શાહ (૧૦) યા ઈમામ નુરમહમ્મદ શાહ (૧૧) યા ઈમામ નરઅલી મહમ્મદશાહ (૧૨) આખર જમાનાના શાહો. અમારી તોબા બંદગી કબુલ કરો. દિદાર દો. તોબો તોબો બંદો ગુનેગાર. સાહેબ તો બક્ષણહાર, બંદો તોબાં કરે, સાહેબ કબુલ કરે. બક્ષો બક્ષણહાર, સચ્ચો પીર ફર્માન.

હક લાએલાહા ઈલ્લલ્લાહો મોહંમદુર રસુલિલ્લાહે.

આટલું બોલી રહ્યા પછી શીજદો કરવો, ત્યારબાદ એક માળા હક લાએલાહા ઈલ્લલ્લાહો





NAMAZ





મોહંમદુર રસુલીલ્લાહે. એ નામના કલમાની કરવી, પણ જો મધરાતની વેળા હોય, તો બે માળા કલમાની અને એક માળા પીરશાહના જાપની કરવી. પછી શિજદો કરી બે હાથ જોડી માથું જમીન ઉપર જ રહેવા દઈ નીચેના દોવા ભણવી.

સુબ્હાનલ્લાહે, યા અલ્લાહ, યા અલી, યા અલી, યા અલી, હક લાએલાહા ઈલ્લલ્લાહો મોહંમદુર રસુલીલ્લાહે.

(એટલું કહી બેઠા થઈ મોઢાં ઉપર હાથ ફેરવી, નીચેની દોવા ભણવી.)

ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ આદ નિરંજન નરઅલી મહંમદશાહા, આદ વિષ્ણું તમારી દોવા, પ્રથમ તમે સ્વામી (૧) શ્રી મચ્છ, (૨) શ્રી કચ્છ (૩) વ્યારાહ (૪) શ્રી નરસિંહ (૫) સ્વામી શ્રી વાવન (૬) પરશુરામ (૭) શ્રી રામ. (૮) શ્રી કૃષ્ણ, (૯) શ્રી બુદ્ધ, (૧૦) શ્રી શીશ, (૧૧) શ્રી નુહ, (૧૨) શ્રી ઈબ્રાહીમ (૧૩) શ્રી ઈસ્માઈલ, (૧૪) શ્રી સુલેમાન, તેજ આજ નરઅલી મહંમદશાહ, અંતે શ્રી નકલંકી નારાયણ, ઇમામ મેહદી. તમારા ફરેસરોની લાજ રાખી ગુનાહ બક્ષી કરમ મેહર કરી, તમારા બંદા જાણી, અરજ બંદગી કબુલ કરો. સુભાન, કરીમ. રહીમ કિરતાર,









તુંહી દાતાર, યા અલી, યા અલી, નુરે નર આયા સોહી, તે નુર અલી મહંમદશાહ લેજો જોઈ. તુંહી નર અલી હમારી દોવા કબુલ કરો સચ્ચો ફરમાન નુર સદગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહ. નિરંજન નરઅલી મહંમદશાહ, હમારી દોવા કબુલ કરો. હક લાએલાહા ઈલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.

(આટલું ભણ્યા પછી શિજદો કરી એક માળા 'પીરશાહ'ની કરી શિજદો કરવો.)

## મુડદાંને નવરાવવાની દોવા.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ, સતગોર પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહા આદ વિશ્નુ નિરંજન નરઅલી મહંમદશાહા તમારી દોવા.

સ્વામી તમે હેત ધરિયું, હેતથી નીર ઉપાયા. નીરથી બાંધ્યા જુગ ચાર, ચાર દિશાએ કર્યો પ્રકાશ. નીર ખયું પિંડથી સાર, તે નીરે પવિત્ર વિસ્તાર. નીરે કર્યો નુર. નીરે સર્જ્યા ચંદા સૂર નુર મોક્ષ મુગતનો ઘાટ, પવિત્ર માંડયા ઘટ ને પાટ. નવાણું કરોડી ઝાંખા, છપન કરોડી મેઘા, બત્રીસ કરોડી કિન્નર તેત્રીસ કરોડી દેવતા, અઠયાસી સહસ્ર રૂષિ, એક લાખએંસી હજાર પીર પેગંબર પામ્યા મોક્ષમુગતની









વાટ. સતગોર પીર સલાહોદીન, સતગોર પીર સમસદીન, સતગોર પીર નસીરદીન, સતગોર પીર સાહેબદીન, સતગોર પીર સોદરદીન સતગોર પીર કબીરદીન સતગોરપીર ઈમામશાહા આ જીવને પવિત્ર કરો. દુખ દોહેલા દુર કરો. મોક્ષ મુગતનો મારગ આપો. તમે પવિત્ર છો. તમારા સેવકોને પવિત્ર કરવાનો ધર્મ છે, તમારે ધર્મે તમારે કર્મે, આ જીવની દેહ પવિત્ર કરો. તેત્રીસ કરોડીનાં મેળામાં રાખો. ફરમાન પીરશાહ હક લાએલાહા ઈલ્લલ્લાહો મોહંમદુર રસુલીલ્લાહે.

## મુડદાંને દાટવાની દોવા.

( મુડદાંને કબરમાં ઉતારીને ભણવી, અને પછી માટી વાળવી. )

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ સતગોર પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહા આદ વિષ્ણુ નિરંજન નરઅલી મહંમદશાહા તમારી દોવા.

સ્વામી તમે પ્રથમ રોપ્યા સત. સતથી દત. દતથી ક્ષમા ક્ષમાથી હેત. હેતથી નીર, નીરથી ખીર, ખીરથી નીલ, નીલથી અનીલ અનીલથી ફીણ, ફીણથી ખાક, ખાક તે સદાએ પાક.









સ્વામી નીરથી પવન, પવનથી અગન અગનથી રચીખાક,જુગ ચારનાં ચાર દાગ,ખાકપાક,મોક્ષ મુગતની વાટ, સતપંથી જીવને આલી હાથ, ચાર જુગનાં દશ અવતાર, દશ અવતારે ચાર દાગ. શ્રી મચ્છની રક્ષા, શ્રી કોરંભની રક્ષા, શ્રી વારાહની રક્ષા, શ્રી નૃસિંહની રક્ષા, શ્રી વામનની રક્ષા, શ્રી ફરસુરામની રક્ષા, શ્રી રામની રક્ષા, શ્રી કૃષ્ણની રક્ષા, શ્રી બુદ્ધની રક્ષા, શ્રી નકલંકી નારાયણ તે શ્રી મૌલા મુરતજાઅલીની રક્ષા. આજ કલવારે ખાકપાક પવિત્ર ભોમદાગ. સતગોર નબી મહંમદ પાક, શ્રી સતગોર નુર પાક, શ્રી સતગોર શમસપીર પાક, શ્રી સતગોર નસીરદીન પાક, શ્રી સતગોર સાહેબદીન પાક, શ્રી ગોર સુદરદીન પાક, શ્રી સતગોર કબીરદીન પાક, નબીનુર ઇમામશાહ નરઅલી મહંમદશાહ પાક, મૌલાના સંતપંથી જીવને સોહલી કરો મોખ મુગતની વાટ. ચારે જુગના ભુલેલા જીવ સતપંથના આશરે ભોમદાગે પવિત્ર થઈ, આપની રક્ષા માંહે આવેલો તેને પાક પવિત્ર કરી તેત્રીસ કરોડીનાં મેળા આપો, તમારા નુરમાં વાસ આપો. ગુના બક્ષો, દુઃખ દોહેલા દુર કરો. સતગોર પાત્ર બ્રહ્મા નબી નુર સતગોર ઇંદ્ર ઇમામશાહા નરઅલી મહંમદશાહ ફરમાન પીરશાહ હક લાએલાહા ઇલ્લલ્લાહો મોહમ્મદુર રસુલીલ્લાહે.









## મુડદાંને દાટયા પછી બોલવાની દોવા.

(આ દોવા કબરને ફુલ લોબાન ચડાવ્યા પછી) પાસે ઉભા રહીને બોલવી.)

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમા નરરહીમં સતગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઇમામશાહા આદ વિષ્નુ નિરંજન નરઅલી મહંમદશાહા.

શ્રી નકલંકી નારાયણ સતપંથી જીવનો ફરમાન ફાતીઓ મોક્ષની આશીશ, દુવા દાન, ફુલ લોબાન, આપની પવિત્ર મેહેરે, સતપંથના સરદાર કલજુગના દાતાર. પહોંચડાવો, જીવને દુખમાંથી છોડાવો. સુખ સોહેલાં કરો, દુઃખ દોહેલાં દુર કરો. શ્રી નકલંકી સુરતજાઅલી શ્રી નબીનુર સતગોર આશિશ કબુલ કરો. સતગોર પાત્ર ઇન્દ્ર ઇમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઇલ્લલ્લાહો મહમ્મદુર રસુલીલ્લાહે.

## મુડદાંને દાટયા પછી નાવાની દોવા.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ સતગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઇમામશાહા આદ નારાયણ શ્રી નકલંકી ,નરઅલી મહંમદશાહા.









તમો પાક પાવન છો, જીવોને પાક પાવન કરવા જોગ છો, અનંત કરોડી જીવ પાવન કરણહાર છો. મારા સ્થુળ શરીર સાથે જીવને પાક પાવન કરો. કરમ મેહેર કરો, હમારી અરજી કબુલ કરો. શ્રી સતગોર નબીનુર મહંમદ શ્રી ઈમામશાહા નરઅલી મહંમદશાહા હક લાએલાહા ઈલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.

## ઋગ્વેદી ગાયત્રી (કરતાજુગ)માં

ૐ ૐ ૐ કારમ, અનાદિ પુરૂષમ, નરૂપમ, નેરેખા, નિષ્કલંકાં, નપાણિઃ, નપાદઃ, અભૂત, મંગલં, વર્તિ, બ્રહ્મા ૐ બ્રહ્મોન્નાદઃ, આદ્યરૂપઃ, વેદરેખા માત્રઃ, મહાતેજાઃ, પરિ બ્રહ્મઃ, ચતુર્મૂર્તિઃ, ઇશ્વર, કૃતવાનઃ, વેદઃ, પારબ્રહ્મ, ઋગ્વેદી, રકતવર્ણઃ, વર્ણાદિવિષ્ણુ, બ્રહ્મવશ પાત્ર. અતીવ, પરિબ્રહ્મ, પરેમેશ્વરમ, પરમપરમઃ, પરિબ્રહ્મઃ, પ્રજવાલપતિ પાતકમ, હુતાશનમય તેજા વંશાદિ પાત્રમ, વેદ, પરિબ્રહ્મઃ.

## યજુરવેદી ગાયત્રી (ત્રેંતાજુગ)માં

ૐ ૐ ૐ કારમ,વેદવાયકે અક્ષરઃ,બ્રહ્મવિભૂતિઃ પૂજ્ય ભૂતાત્પલ્લલ્લાંકં, પરિવર્તંતે, પ્રજ્વાલયતિ,









પાતકમ, પરમેશ્વરમ, પરિબ્રહ્મ રૂપરેખઃ વેદોઅભુત, જગતી પરમેશ્વર. પરાપરમ, પરમ, પરિબ્રહ્મ, વંશાદિઃ, પાત્રો અભુત, જગતી વેદઃ પરમેશ્વરઃ, પરિબ્રહ્મ, સર્વ પરિબ્રહ્મ,ઃ શબ્દ પરમેશ્વર, પરિબ્રહ્મઃ, યજુર્વેદો જરદ્ર વર્ણું, વર્ણાદિ વિષ્ણુંઃ, પરિબ્રહ્મઃ.

## સામવેદી ગાયત્રી (દ્વાપરજુગ)માં

ૐ ૐ ૐ કારમ, કૃષ્ણાદિ વર્ણમ, તદ્યવેદઃ પરમેશ્વર, ઉપજાયમાન ધર્મ, તદાર્ધ, પાતકં, પ્રજ- વાલ્યતે, સર્વવંશાદિઃ, પાત્રઃ, પુજાંગમ, પરિબ્રહ્મઃ, ષલ્લલ્લાકમ, તત્વમ, મંગલસ્ય, મહદગંમ, વર્તતે શબ્દશ્ચ વેદશ્ચ, પરિબ્રહ્મ, ૐ શબ્દઃ, પરિબ્રહ્મ, ૐ ચક્ષુ પરિબ્રહ્મ, ૐ ઉન્નાદઃ, મહાવેદો અંૐ પરિવર્તતે વિદ્યા ૐમ, પરમેશ્વર, પરિબ્રહ્મ.

## અથર્વવેદી ગાયત્રી (કળીયુગ)માં

ૐ ૐ ૐ કારમં, કલ્યંગકર્તા, વિશંતિ વિસ્વાપાપમ વિસ્વાધર્મ, અરૂદ્ધં, પાતકમ, ધર્મો રેખા માત્રઃ, ધર્મ ઇતિ પરિબ્રહ્મ. અથર્વવેદ, શ્વેત- વર્ણ, વર્ણાદિવિષ્ણુ, સવિષ્ણુર્નારાયણ, બ્રહ્માંગમ, બ્રહ્મ વશ્રાદિ. પાત્ર વર્ણાદિધર્મો મ્લેચો અભુજ્જ ગતિ ઈચ્છાંગો વિષ્ણુ નારાયણઃ અતઃ પરિવક્ષ્યામિ,









મહાજ્ઞાનભેદમ, જમ્બુ દ્વીપે કલાંગમ, પવિત્રં, વર્તં-માનમ, મહા કલીયુગ ઉપજાયતે, નારાયણ તેજો ભવિતા અંગકર્તા, પ્રજવાલયતિ પાતકમ અનાદિ પુરૂષ મમંજીવનં ભવતિ આર્યાગમ પરિબ્રહ્મ, ષલ્લ-લ્લાકમ, મંગલશ્ચ, સત્વાનિ સત્પાત્રાદિ પરમેશ્વર, પરિબ્રહ્મ, અનાદિ પુરૂષ, વેલાંગમ, ભવતિ. કર્માયિતિ પરિબ્રહ્મ સ્થળે સેવાંગમ, નમ, સર્વ ઇતિ પરિબ્રહ્મ, પરમેશ્વર પરિબ્રહ્મ.

## સતપંથની મુગત મારગની પાંચમી ગાયત્રી

ભરતખંડે ઇહા વરતંતે. તે સ્વામી વાસતે ગતા વરતંતે, પરેમ સુખાંમી દીપે સદીપે, જાંબુ-દીપે કોટાંગ કોટાંગ જીવનાંગ. પરમ મુગતી મયઃ મિધઃ ઓત્રંગ દેશંગ કુમારિકા ક્ષેત્રંગ મુગતગંગ, સતસુખંગ, વભુત નગરે, વેરાટવામે ભવેતંગ, માહા સરસતી સાભ્રમતિ પૂર્વ પ્રસરે નવથળ ગુમ ?, રેવા ઓત્રંગે ષોડશ જોજનગે, પંચનદિ મૂલસ્થાને દેસા ઓત્રંગ. સોળ સોળ જોજનંગ સતરૂપી બ્રહ્મા વાએકે મહા નારાયણ વચને, કલીજુગ અંતે. બુધ શાસ્ત્રંગ હુરાવરણે સમાવરતંગ દસાંગ સૂરજાંગ મહા મંગ-લંગ, કુલ ફુલ પદદેહે, માસે દિવસે તિથી વારે નખેત્ર.









હુરાવરણે ઇસથાપનાએ, બ્રહ્મંઢે એતે અસતલે ઉપજંતે. નકલંકી નારાયણ પરીબ્રહ્મા આદે ઉપજંતે પરમે પ્રેમ હેતવંગ એત્ર માહા કલીયુગે કરતવંગ નારયેણંગ નવી સેસટી થાપંતે. તદા હોતવંગ સમાપતંગ ઉપજંતે. છેલ્લી સંઘે નકલંકી નારયેણુંગ પરીબ્રહ્મા સમાપતે ભવતંગ.

## પાંચે ગાયત્રીઓનું ધ્યાન

(વ્રતવંગ ગાયત્રી મોક્ષ પામવાની છે.)

અથર્વવેદી. શ્રી આદો બ્રહ્માજી, સહીસત બ્રહ્માજી, નુર બ્રહ્માજી તેજ થકી સરજંતે સુરીજન નિરંજન નિરાકાર, નિરંજન જ્તેતસરૂપ, બ્રહ્મા વાચા, ઉતપત રચના સરજંતે, શ્રી સતપંથ ધરમ, સતમારગ આદે સાચા સુનીવરને કાજે પ્રકાશંતે જે કોઈ સુનીવર સાંભળંતે તે આવાગમન મધે નહીં જાયંતે લખચોરાસીએ નર તથા નારી છુટંતે, જે કોઈ અથર્વવેદી ગાયત્રી પોતાની પાસે રાખીને ભણંતે પોતાની પાસે રૂદીઆમાં રાખંતે તે જીવ અમરાપર લોમ અમરાપુરી ભોગવંતે જે કોએ નર તથા નારી એની સુધ ના જાણંતે, તે સદાએ જનમ હારંતે લખચોરાસી આવાગમન મધે ભોગવંતે. તે સહી સત કરીને જાણજો હો મુનીવરો. આદ જોગ તેજ થકી નુર, નુર થકી નિરંજન, નિરંજન નિરા-









કાર થકી જોત સ્વરૂપ થકી આદ બ્રહ્માજી, આદ બ્રહ્માજી થકી સત બ્રહ્માજી, સત બ્રહ્માજી થકી નુરના તેજ સતગોર બ્રહ્મા. સતગોર બ્રહ્માજી થકી સરવે રચના રચંતે. સતસત ધરમ મારગ. આદ બ્રહ્માજી થકી નુર સતગોર, નુર સતગોર થકી સરંજતે, સતમુનીવરને કાજે પ્રકાશંતે.

## ૐ ફરમાનજી બીસ્મીલ્લા હરરહેમાન નરરહીમ

નુરૂસ સમાવાતે વલ અરદે, તેજસ સમાવાતે વલ અરદે, નુરૂસ સમાવાતે વલ અરદે વ કુદરતેક જલ જલાલ નુરૂસ સમાવાતે નુરસ સમાવાત વલ અર્દે, નુર મોહંમદ મુસ્તુફા સલ્લલ્લાહો અલયહે વસલ્લમ નુરૂસ સમાવાતે વલ અર્દે, નુર એક લાખ એંસી હજાર પીર પેગમ્બર સલ્લલ્લાહો અલયહે વસલ્લમ. નુરૂસ સમાવાતે વલ અર્દ, કાદેરૂલ કુદરત સલ્લલ્લાહો અલયહે વસલ્લમ, નુરૂસ સમાવાતે વલ અર્દ નુરૂસ સમાવાત વેહી જ્યોત સ્વરૂપ નિરાકાર સલ્લલ્લાહો અલયહે વસલ્લમ, નુરૂસ સમાવાતે વલ અર્દ નિરંજન તેજ સ્વરૂપ, આદ સ્વરૂપ સલ્લલ્લાહો અલયહે વસલ્લમ નુરૂસ સમાવાત અખંડ સુરત આદે









સરજંતે જ્યોત સ્વરૂપ જ્યોત સ્વરૂપ થકી આદ શકિત સરજંતે, તીસ મધ્યેથી અખંડ સુરતી પ્રકાશ કરતવંગ, ત્યારે આદ બ્રહ્માજી, વિષ્ણુજી, મહેશ્વરજી સાવિત્રીજી, પાર્વતીજી, લક્ષ્મીજી, તીસ મધ્યેથી અખંડ સુરત પ્રકાશ કરતવંગ સરજંતે, ત્યારે શકિત સુરત પ્રકાશ કરતવંગ, ત્યારે એક સુરત અગોચર રહેતી હતી, તીસ થકી સકળ સૈસટી સરજંતે, જે જીવ અથર્વવેદી ગાયંત્રી ભણુતા તે આવાગમન નહિ જાતવા જે જીવ ભણુતા અને સાંભળતા તે જીવ લખચોરાસી ફેરા નહિ ખાતવા, તે જીવ અમરાપુર ભુવનમાં અમરાપુરી ભોવવંતા, તે જીવ સદાએ અમર હોતવા, તદા ગોર બ્રહ્મા સતગોર પીર સદરૂદીન વાચા, આદ ગોર પીર કબીરદીન. હસનશાહા વાચા વેદ ચાર સરજંતે (૧) રૂગવેદ, (૨) યજુરવેદ, ત્રીજા (૩) શામવેદ, ચોથા (૪) અથર્વવેદ, આજ કલજુગ પ્રમાણે અથર્વવેદી સાર ગાયંત્રી ઓચરંતે. પીર હસનશાહ, કબીરદીન. સુણો હો મુનીવરભાઈ તેના કારજ સરસે, તે જીવ અમર થાશે નર તથા નારી અથર્વવેદી ગાયંત્રી જ્ઞાન સંપુર્ણ છે.

## નીચે જણાવેલા પાંચ કલમા છે.

(૧) અવ્વલ કલેમા તૈયબ, લાએલાહા ઈલ્લલાહો મોહંમદુર રસુલુલ્લાહે.









(૨) દોયમ કલેમા શહાદત, અશાહદો અલ લાએ-લાહા ઈલ્લલ્લાહો વહદહુ લાશરિકલહુ વ અશહદો અન્ના મોહંમદન અબદોહુ વ રસુલોહુ.

(૩) સોયમ કલેમા તમજીદ, સુબ્હાનલ્લાહે વલહમ્દો લીલ્લાહે વ લાએલાહા ઈલ્લલ્લાહો વલ્લાહો અકબર વલા હવલા વલા કુવ્વતા ઈલ્લા બિલ્લા હિલ અલીઈલ અઝીમ.

(૪) ચહારૂમ કલેમા તવહીદ, લાએલાહા ઇલ્લલ્લાહો વહદહુ લાશરીક લહુ લહુલ મુલ્કો વલહુલ હમ્દો યોહયી વ યોમીતો બે યદેહીલ ખયર વહોવા અલા કુલ્લે શયઈન કદીર.

(૫) પન્જુમ કલેમા રદદેકુફર, અલ્લા હુમ્મા ઈન્ની અઊઝોબેકા મીન અન ઉશરેકા બેકા શંયઅવ વઅના અઅલમો બેહી તુબ્તો અન્હો વ તબરરાતો મિનલ કુફ્રે વશ શીરકે વલ કીઝબે વલ ગીબતે વલ મઆસી કુલ્લેહા અસલમતો વ આમન્તો વ અકુલો અશાહદો અલ લાએલાહા ઈલ્લલ્લાહો વહદહુ લાશરીક લહુ વ અશહદો અન્ન મોહમ્મદન અબદોહુ વ રસુલોહુ.

અવ્વલ કલેમા તૈયબ દોયમ કલેમા શહાદત અશાહદો અન હક લાએલાહા ઇલ્લલ્લાહો મહંમદુર









રસુલીલ્લાહે વાએદહુ અલ્લાહ લાશારીક લહુ સેહેદવાન મહંમદીન અબદહુ વરરસુલહુ.

## કલમાનું જ્ઞાન—રચનાર હઝરત પીર સૈયદ ઈમામશાહા બાવા.

કલમો કહો ભાઈ મુનીવરો,
અને મતજાઓ તમે ભૂલ,
જે રાહ નબીકી સાચ હે,
તે સદાએ છે રે કબુલ.
અલ્લાએ નેઆમત ભેજીઆ,
ઈસિ દુનીયાકે બીચ;
રોજા નિમાજ બંદગી કરો,
પણ કલમો નિયામત ચીજ.
હેતે પ્રીતે મન ભાવશુ,
અને જપો અલ્લા રસુલ;
કલમો કહો દીલ સાચશું,
તેને કરોડ કરોડ વિઘ્ન હોવે દુર.
નબી સોહો દાતા જીવકા,
અને કલમો કહ્યો પોકાર;
જેણે માન્યા તે બહીસ્તી હુવા
બાકી ભૂલ્યા મૂરખ ગમાર.

Clearly ALLAH is praised

Rojha, Namaz karo









જે કોઈ વણુ કલમે કરે બંદગી,
અને સુણે વેદની શાખ;
નિત ઉઠીને ચાલવું,
ભાઈ જેમ નેણુ વગરની આંખ
આજ અલ્લાહ નબીકું ધાઇએ,
અને સુણો સુમન વાત;
કલમો કહો દીલ ચાંદરણા,
ભાઈ નહિ તો કાલી રાત
જેણે કલમો ના કહો,
અને નબીએ કહા પોકાર;
તેને ઉંધે મસ્તકે ટાંગશે,
તેને દોજખને હરબાર.
જેણે કહા નબીકા ના સુણ્યા,
અને કલમો ના કીયો કબુલ;
તેના મુખ માંહે ફીરસ્તા ડાલશે,
ભાઈ દોજખ કેરી ધુળ.
જેણે મુખ કલમો ના કહ્યો,
'નબી' ના જાણ્યા નામ;
તેના મુખ જેસા ભુંડકા,
તેને દોજખમાંહિ ઠામ.
ભાઈ નામ અલ્લાહકા મીઠડા,
જેસી સાકર દુધ;
કલમો કહો દીલ સાચસું,

In this place Vedas are connected to Allah

Mumna Musalman









ભાઈ તેમ તેમ આવે બુધ.

પાંચે કાલ વશ કરીને,
અને દીલ રાખો ઠામ;
જે કલમો કહે દીલજાનથી,
તેને દોજખ આંચ હરામ.

ભાઈ મુમન દિલમાંહે ચાંદરણા,
અને અલ્લાહ નબીકારે પંડ;
એ કલમાની દોસ્તી,
તેના હૃદયમાં ઉઘડયાં કમાડ.

કલમો કહો રે મુનીવરો,
અને મુરખ ભૂલો રે કાંઈ;
જે મોહોર છાપ બહીસતની,
તેને નબી વશ્યા દીલ માંઈ.

મન નીરમલ કરીને સેવીએ,
અને રૂદામાં લીજે હરીનું નામ;
મુમનકુ કલમા મીઠડા,
જેમ લોભીકુ મીઠા રે દામ.

કલમો કહે રે કીમતસું.
અને હું હું બાજી છોડ;
માયા મનથી દૂર કરી,
ભાઈ પ્રીત અલ્લાહસું જોડ.

કલમો કહો રે રે જાયધરો,
અને ગેર હક કણ ખાય.









ભાઈ બૂરા ફુલ તજે નહિ,
તે તો માહાદન માંહે કુટાએ.
પાંચે ઈન્દ્રીએ વસ નહિ,
અને કુડી નજરે જોએ;
કલમાની કિંમત ના બુજે,
તે જીવ બહીસ્તે કેમ કરી હોએ.
ભાઇ કલમા તણી કિંમતે બુજે,
અલ્લાહ નબીકુ ધ્યાએ,
જે મન મારી મસ્તંગ હુઇ રહે,
તે સુમન બહીસ્તી કેવાએ.
ભાઈ કહેણી રહેણી શાહાસું,
અને હકની રોટી ખાએ,
જે કરે નિમાજ રોજા બંદગી,
ભાઈ તેથી ભેસ્ત માંહે જાએ.
ભાઈ ધન દેશ ધન નબીકુ,
અને ધન ધન નરને નારી;
જેણે નબી આંખું દેખીઆ,
તે લોકોની હું બલહારી.
ગતમાંહે નબી બેસતા,
એને કલમો કીયો રે સૂણાએ;
તે લોકોની હું બલીહારી,
જે દેદાર અલ્લાહકા પાય.
જે ધન ધન જલોણી માતા પીતાકુ,









ધન કુટુંબ ઓર ભાઈ;
જેણે નબી આંખુ દેખીઆ,
તે લોકોની હું બલહારી.
નબી મોહંમદે જુગએ કહ્યા,
અને ઈસ કલમેથી તરીએ;
જો ઈમાન અલ્લાહસું રાખીએ.
ભાઈ કાફર થઈ ના મરીએ.
કલમો કહો અલ્લાહ રસુલનો,
જે કાટે જીવોના પાપ;
દુનીયા સરવે ફના થશે,
તારે રહેશે કરીમ આપ.
ભાઈ જેણે કલમો ના કહ્યો,
અને નબી ન જાણ્યા રે નામ;
તેને ઘોડા તલે શીર છેદશે,
તેને દોજખ માંહે ઠામ.
ભાઈ જેણે કલમો ના કહ્યો,
અને તીસ મુખ દીધી આગ;
એ કલમાની દોસ્તી,
ઉપર કંઈ દરદ સફાયેત
આગ બળે અપશકન થાએ,
અને જુગમાંએ એસી બાત,
જેણે મુખે કલમો ના કહ્યો,
તેને આગળ આગ સંઘાત.









જન્નત ખડકી ખોલીએ,
ઉઘડે બહીસ્તના કમાડ;
મુમન હશે તે જાણસે,
ભાઈ શું જાણે ગાફલ ગમાર.
બહીસ્ત દરવાજા ખોલીઆ,
અને કુંચી કલમો જાણ;
જો પાંચે તરતવ જાણીએ,
અથર્વવેદ માંહે નરવાણ.
ભણે ગોર ઈમામશાહ સુણો મુનીવરો,
અને કલમો કહો રે પોકાર;
અથર્વવેદને વાયકે ચાલીએ,
ભાઈતો કલમા વિના નહિ ઠામ.

Just to remind; Atharv Ved means Kuran See Series 4 email or http://www.ismaili.net/granths/budheng.html#N_51_

## દોવા મોહોર નબુવતની છે.

ૐ ફરમાનજી બિસમિલ્લા હરરહેમાન નરરહીમ

એ મોહોર નબુવત નબી સાહેબનું નુર છે. નુરવે નુર ઈમામ જાદે સાહેબ, ઈમામ હશન હુશેન, સલ્લે અલા વસલ્લમ. મોહોર નબુવત માંહેથી પેદા કીધાં છે, નબુવત નુર ફાતમા જહુરા, ઈમામ જેનલાબદીન નુર નબુવત પેગમ્બર સવા લાખકે, નબુવત નુર સૈઈદ ઈમામ નુર નકલંકી સપ્ત બ્રહ્માંડા. અરસ કુરસી, લોહો કલમ, સ્વામી ઉનાદ અવીગત તમે સરજંતે, સપ્ત પાતલંગ.

૯









(૧) મોહોર નબુવત શ્રી મચ્છા જના અરજનંગ.
(૨) મોહોર નબુવત શ્રી કોરંભ જના અરજનંગ.
(૩) મોહોર નબુવત શ્રી વારાહ જના અરજનંગ.
(૪) મોહોર નબુવત શ્રી નરસિંહ જના અરજનંગ.
(૫) મોહોર નબુવત શ્રી વામન જના અરજનંગ.
(૬) મોહોર નબુવત શ્રી ફરસુરામ જના અરજનંગ.
(૭) મોહોર નબુવત શ્રી રામ જના અરજનંગ.
(૮) મોહોર નબુવત શ્રી કૃષ્ણ જના અરજનંગ.
(૯) મોહોર નબુવત શ્રી બુદ્ધ જના અરજનંગ.
(૧૦) મોહોર નબુવત શ્રી નકલંકી જના અરજનંગ.

અલી વિશ્નુ ચૌદે બ્રહ્માંડ, સપત પાતલંગ, શાહા અલી વિશ્નુ સત ધરમ સતપંથ સુધ મારગ. સપાતરંગ, શંખ, ચક્ર, ગદા પદમ, સારંગધર, ધરમ આતમંગ, ઈમામ હશન હુશેન, ઈમામ જેનલાબદીન, ઈમામ મહંમદ બાકર, ઈમામ. જાફર સહાદક. ઈમામ ઈસ્માઇએલ, ઈમામ નુર સતગોર. ઈમામ ઇસમાએલ સાહાની, સૈયદ નુર મહંમદ શાહા સૈયદ પીર ઈમામશાહા.

હક લાએલાહા ઇલ્લિલ્લાહો મોહંમદુર રસુલીલ્લાહે.

## મોહોર નબુવત જોયાનું ધર્મ લખ્યું છે.

(૧) સવારના પહોરમાં મોહોર નબુવત જુવે તો, ઈમામ જેનલાબદીનનું મોહોર જોયાનું ફળ થાએ.









(૨) દીન પોહોર ચડતા મોહોર નબુવત જુવે તો માતા ફાતમાના દીદાર કર્યાનું ફળ થાએ. (૩) બપોર ચઢતાં મોહોર નબુવત જુવે તો, નબી સાહેબની મીજલસમાં બેઠાનું ફળ થાએ, (૪) પાછલો દીન ઘડી ચાર હોએ ત્યારે મોહોર નબુવત જુવે તો ઈમામ હશન હુસેનની દસપોસી લીધાનું ફળ થાએ. (૫) સાંજની વખતે મોહોર નબુવત જુએ તો શાહ મૌલા મુરતજાઅલીને દસપોસી લીધાનું ફળ થાએ. (૬) રાત પહોર જાતાં મોહોર નબુવત જુવે તો, તથા વાંચીને કાને સવાલ પાડે તો, નબી સાહેબનું મોહો જોયાનું ફલ થાએ, તથા પાંચતન પાકના ચરણ ધોઈ પીધાનું ફળ થાએ. (૭) જો માણસ મરતાં મોહોર નબુવતનાં દર્શન કરે તો, તથા વાંચીને કાને સવાલ પાડે તો. તેની રૂહુ કબજ કરતાં સોહેલો થાએ, તથા સાહેબ દીદાર આપે, તે જીવને ભેસ્ત નસીબ કરશે.

## મોહોર નબુવતની ખાસીઅત લખી છે

એવા વખત છો મધે મોહોર નબુવતનાં દર્શન દરરોજ કરીએ (૧) એમ કરતાં જોઈ ન શકીએ તો, દીન એકમાં એકવાર જોઇએ (૨) એમ કરતાં જોઈ ન શકીએ તો, દિવસ આઠમાં એકવાર જોઈએ









(૩) એમ કરતાં જોઇ ન શકીએ તો એક મહિનામાં એકવાર જોઈએ (૪) એમ કરતાં જોઇ ન શકીએ તો, એક વરસમાં એકવાર જોઈએ. (૫) એમ કરતાં જોઇ ન શકીએ તો. ઉમર સરવેમાં એકવાર જોઇએ (૬) જે કાંઈ કામ કરવું હોય, તે મોહોર નબુવત વાંચીતથા જોઈને કરે તો, તે કામ ફતેહ થાએ, બોલ બાલા થાએ. એ મોહોર નબુવત જોયાનું સરવે ધરમ છે. કથંતે પીર સુદરદીન, પીર કબીરદીન સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહા નરઅલી મહંમદશાહા. હક લાએલાહા ઇલ્લલ્લાહો મોહંમદુર રસુલીલ્લાહે.

## ધંધુકારી નુરનામું

ॐ ફરમાનજી બીસ્મીલ્લા હરરહેમાન નરરહીમ

Noor's Birth

પરથમ આદ નિરંજન ધંધુકાર,<br>
આપે હોતા એક સતાર. ૧<br>
આપસ માંહેથી નુર નીપાયા,<br>
વેભી ખાસા દોસ્ત કેલાયા. ૨<br>
ઊનથી સારી સેસ્રી નીપાઈ,<br>
દેખો તમે ખાલકકી બડાઇ. ૩<br>
હો કહેતાં માંહે સબ હોકર ગયા,<br>
ઉસ હોતે માંહે કછુ ન રહા. ૪









અનંત અપારી આદમ હવા,
સાખી આદમથી નર પ્રગટ હુવા ૫
જીસકા અમર દીન જો ઘડીઆ,
જાણબુઝ કર ગફલતમેં પડીઆ ૬
બંદગી કારણ સરજ્યા સંસાર,
જાણ બુઝકર ભુલા ગમાર ૭
ઊસ નુર બાજ હુઆ નુર બખાનો,
નરક પડે પીછે તમે જાનો. ૮
નુરે નુર ચલે સબ આવે,
જો કુછ ઢુંઢે સાહ જો પાવે. ૯
દીવે દીવા રોશન હોવે.
સોહે જાને વિરલા કોએ. ૧૦
દીવા માંહે દીવા સાર,
સોહો દીવા તે નર આકાર. ૧૧
ઊસ નુર થકી અલી મુરતજા,
રોશન હોવે દીન મુસતફા. ૧૨
મુરતુઝા અલીથી હુવે દીન ઈમામ,
જીનકું જાને ખલક તમામ. ૧૩
તૈયબ કલમો કહે તમામ,
સોહો પાવે દીનમાં ઠામ, ૧૪
ઈસ દીન ઢુંઢે તો ચાલીઆ આવે,
નુરકુ પીછાણે તો શાહકું પાવે ૧૫
દુનીઆ દુર તબ નુરકું પાએ,
દુનીયાં સો તો મનખો ગુમાએ ૧૬

ALI is linked to Noor









ચલીઆ સોહો તો ભેસ્તમેં જાવે,
જો નુરનામે પર કાન લગાવે. ૧૭

નુરનામા માંહે એસા ભાંખ્યા,
જો કુછ થાસો ખોલકર દેખાયા ૧૮

નુર મહંમદકા કરો બખાના,
પેદાશ ઉનકી દેખ પીછાના. ૧૯

ખાલક આખો એક સોભાના,
નુરનામા પડે પીર ઇમામા, ૨૦

તે પીરકું પાવે સો ભેસ્તમાં જાવે,
ગોર નરકું એક કરી ધાવે. ૨૧

અલી મહંમદ સો એક સોભાના,
તમે જાનો વોહી ઈમામા, ૨૨

નુરનામાં માંહે એસા સુણાયા,
મોમનકુ નુર ખોલ દેખાયા. ૨૩

આંખો ખોલકર નુર સોભાના,
નુર તખન હે નરાજન ઠામાં. ૨૪

આદ વિષ્નુતે નરઅલી મહંમદશાહા નામા,
સતગોર બ્રહ્મા તે પીર ઈમામા. ૨૫

આખર અસતળ બાંધ્યા જેહે,
જાંબુદ્વીપે કુંવારકા ક્ષેત્ર તેહે. ૨૬

નુરનામાં પડે પીર ઈમામ,
સુણો મુમન એકે ધ્યાન. ૨૭

હક લાએલાહા ઈલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.









## " શ્રી મોટું નુરનામું લખું છે."

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

અઉજો બિલ્લાહે મિનશ્શયત્વા નિરરજીમ, વલફ્જલ, ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ, અલહમદુ લિલ્લાહે, રબ્બીલ આલમીન વલે અકબતો, વલે મુસતકીના, વેહીસલવાતો વેહી સલામો, અલા રસુલેહી, મહંમદીન, વલી અલાહે, વેહી અજબ હે, અલાખેરે ખાલકી, વે નુરે અરસહી નબી નામ મહંમદીન, હજરત રસુલત પનાહી. સલ્લે અલા વસલ્લમ, નુર મહંમદ મુસતફાનું પેદા કીધું છે. તારે ખબર હદીસ સરીફ માંહે કીધી છે. અને પાક પરવરદીગાર મોટા છે, વજુદ આદમને હવાં અલ્લાહો અલયહે વસલ્લમ વજુદ ખુદાતાલાએ બેઉ ચીજ પેદા કીધાં છે. હા પણ નુર અમારૂં છે.

એક દીન મેહેત્ર જબરઇલ અલયહીસ્સલામ આવા છે. ત્યારે બીબી ફાતમા જોહરા રદીયલ્લાહો તઆલા અનહુ તે વખતે હાજર હતાં ત્યારે બીબી ફાતમાએ કહ્યું છે જે, અસ્સલામો અલયકુમ આહો કાકા જબરઈલ.

તારે મેહેત્ર જબરઈલ બોલા નહી.









તારે બીબી ફાતમાએ કહ્યું છે જે, તમે સલામનો જવાબ કેમ પાછો વાળો નહીં.

તારે મેહેત્ર જીબરઈલ બોલ્યા છે કે આહો બીબી ફાતમા, તમે અમને કાકા કેમ કહ્યા. બાઇ અમારી ઉંમર તો ઘણી મોટી છે.

તારે બીબી ફાતમા જોહરા રદીઅલ્લાહો તઆલા અનહુએ નબી સલ્લલ્લાહો અલયહે વસલ્લમને પુછ્યું છે. આહો નબી રસુલલ્લાહો તમે મોટા છો કે મેહેત્ર જીબ્રાઈલ મોટા છે.

તારે નુર મહંમદ મુસતફાએ કહ્યું છે જે, મોટા તો નબી રસુલલ્લાહ છે.

તારે બીબી ફાતમાએ કહ્યું છે જે, આહો મેહેત્ર જીબરઈલ, મોટા તો નબી રસુલલ્લાહ છે.

તારે મેહેત્ર જીબરઈલ અલયહીસ્સલામે કહ્યું છે જે, આહો નબી રસુલલ્લાહો, તમે મોટા છો, અને મોટા કહેવાઓ છો. પણ ઉંમર તો અમારી ઘણી મોટી છે.

તારે હઝરત રસુલ તપનહી, સલ્લલ્લાહો અલયહે વસલ્લમે કહ્યું છે જે, આહો મેહત્ર જીબરઈલ તમારી ઉંમર કેટલી મોટી છે. અને તમારી ઉંમરમાં તમે શું શું જોયું છે.





Story of birth of NOOR, the eternal light (Akhand Divo) kept at Pirana





તારે મહેત્ર જીબરઈલ અલયહીસ્સલામે કહ્યું છે જે, આહો હજરત રસુલલ્લાહ. પરથમ ખુદા તાલાએ એક તારો પેદા કીધો હતો, તે તારાનું નામ કેતાબ તારો. તેને ધ્રુવ તારો પણ કહે છે. તારો જ્યારે ઊગતો હતો, તારે સીતેર હજાર વરસ લગી ઊગતો રહેતો હતો. તે તારો જ્યારે આથમતો તારે સીતેર હજાર વરસ લગી આથમતો રહેતો, એવા એક લાખને ચાલીસ હજાર વરસ લગી અમારી ઉંમર માંહે ઊગતો ને આથમતો દીઠો હતો.

તારે નુર મહંમદ મુસતફાએ કહ્યું છે જે આહો મેહેત્ર જીબરઈલ તે તારો અમારા નુર માંહેથી ખુદાતાલાએ પેદા કીધો છે. તે તારાથી આગળ પચાસ લાખને ચૌદ હજાર વરસથી મોહોરે ખુદાતાલાએ પોતાના નભી કમળ થકી હમારૂં નુર પેદા કીધું છે. આહો મેહેત્ર જીબરઈલ તમે સુણો તો તે વાતનું બયાન તમારી પાસે કરીએ, જે ખુદા-તાલાએ પોતાના નુરની તારીફ કીધી છે, તે તમે યાદ રાખજો. તારે મેહેત્ર જીબ્રાઈલ એકે ચંતે રહ્યા છે. તારે નુરમહંમદ મુસતફાએ કહ્યું છે જે, તમે જે કેતાબ તારો દીઠો હતો, તેને કેવાં નીસાંન હતાં. તારે મેહેત્ર જીબરઈલે કહું છે જે તે તારાને પાંચ નીસાંન હતાં, તારે નુર મહંમદ મુસતફાએ પુછ્યું છે જે, તે પાંચ નીસાંન તે કયા કયા છે.









તારે મેહેત્ર જીબરાઇલ બોલા છે, તે તારાને કાન માંહે બે ધુર હતા (૨) ગળા માંહે હંસ હતો (૩) માથા ઉપર તોરો હતો (૪) હાથ માંહે અંગુઠી હતી (૫) એવા પાંચ નીસાંન હતાં, તારે નુર મહંમદ મુસતફાએ કહ્યું છે જે આહો મેહેત્ર જીબરઈલ, અલેહીસ્સલામ, તે તારાને કાન માંહે બે ધુર હતા તે હસન હુસેન હતા (૨) ગળા માંહે હંસ હતો, તે બીબી ફાતમા હતાં (૩) માથા ઉપર તોરો હતો, તે રસુલીલ્લાહનું નુર હતું (૪) હાથ માંહે અંગુઠી હતી, તે હજરત અલી હતા (૫) તે પાંચે તંન પાક છે. તે અમારા નુર બરાબર છે. એવી તારીફ સાંભળીને મેહેત્ર જીબરઈલ બોલા છે, કે વમાઅલયકુમ સલામ, જો બીબી ફાતમા, એવા સલામ વાલા છે. અને અમર અલ્લાહને માંન્યા છે. વળી ખુદાતાલાએ કાંઈ ચીજ પેદા કીધી છે. તે નુર સરવે અમારૂં છે. તાંહાં નુર મહંમદ મુસ્તુફાએ સીજદો કીધો છે.

Panchtan Pak

તારપછી વળી ખુદાતાલાનું ફુરમાન આવું છે. નુર હમારા, એ દોસદાર હમારા, એ હજરત હબીબ હમારા, એ મહંમદ માસુક મારા એ નુર મુતલક મારા, એ રસુલ મેહેબુબ મારા, એ સત-ગોરજી તમે પોતાનું માથું ઉપાડો, તમારી મોહોબત માંહેથી અમે દસ દરીઆવ પેદા કીધા છે.









તે માંહે પેલો દરીઆવ ઇલમનો પેદા કીધો છે (૧). બીજો દરીઆવ તો હિલમનો પેદા કીધો છે (૨). ત્રીજો દરીઆવ તો હેઆનો પેદા કીધો છે (૩). ચોથો દરીઆવ તો હીંમતનો પેદા કીધો છે (૪). પાંચમો દરીઆવ તો અક્કલનો પેદા કીધો છે (૫). છઠો દરીઆવ તો ફકરનો પેદા કીધો છે (૬). સાતમો દરીઆવ તો સબુરીનો પેદા કીધો છે (૭). આઠમો દરીઆવ તો ઇસકનો પેદા કીધો છે (૮). નવમો દરીઆવ તો ખુબીનો પેદા કીધો છે (૯). દસમો દરીઆવ તે ઉમત રહેમતનો પેદા કીધો છે (૧૦). એવા દસ દરીઆવ માંહે મોટા મોટા મુકામ ઉપર દસ હજાર વરસ લગણ હમારા નુરને રાખા છે, એવા દસ હજાર વરસ થઈ ગયાં છે. તાહાં લગી નુર તો સજદા માંહાં રહા છે. તે દસ હજાર વરસ પછી ખુદાતલાનું ફરમાન આવું છે.

એ નુર હમારા, એ દોસદાર હમારા, એ હઝરત હબીબ મારા, એ મહંમદ માસુક મારા, એ નુર મુતલક મારા, એ રસુલ મેહેબુબ મારા. એ સતગોરજી તમે બાહેર આવો તારે નુરમહંમદ મુસતફાના બાહેર આવા છે, અને કળા નુરાંણી પરકાસ કીધી છે.

તારપછી વળી ખુદાતાલાનું ફરમાન આવું છે, એ નુર મારા, એ દોસદાર મારા. એ હઝરત









હબીબ મારા, એ મહંમદ માસુક મારા, એ રસુલ મેહેબુબ મારા, એ નુર મુતલક મારા, એ સતગોરજી તમે ઉઠીને પોતાનું ડીલ ઢંઢોળો તારે હઝરત પેગમ્બર સલ્લલ્લાહો અલયહે વસલ્લમે ઊઠીને, પોતાનું ડીલ ઢંઢોળું છે, તારે હઝરત મહંમદ મુસતફાના તન મુબારક માંહેથી અનંત અનંત નુરના કતરા પડા છે. તે માંહેથી અનંત અનંત રૂહાની જીવા જણસ પેદા થઈ છે. આહો મેહેત્ર જીબરઇલ અલયહીસ્સલામ.

તારપછી વલી કતરા એક લાખને એંસી હજાર અમારા નુરના, પર મુબારક માંહેથી પડા છે. તે માંહેથી એક લાખને એંસી હજાર પીર પેગંબર પેદા કીધા છે પછી વલી કતરા આઠ હજાર ત્રણસેંને તેર (૮૩૧૩) અમારા નુરના મુખ મુબારક માંહેથી પડા છે. તે માંહેથી આઠ હજાર ત્રણસેંને તેર મુરસલ્લા પેદા કીધા છે. પછી વલી કતરાકેતા એક લાખ અમારા નુરના, રૂમરાએ મુબારકમાંથી પડા છે. તેમાંથી કેતા એક લાખ નુરી ફિરસતા પેદા કીધા છે. પછી વળી કતરા સહસ્ત્ર સહેસ્ત્ર હજાર અમારા નુરના સીસ મુબારક માંહેથી પડયા છે. તેમાંથી સહસ્ત્ર સહસ્ત્ર હુસેની પેદા કીધા છે. પછી વળી કતરો એક અમારા નુરના પેસાની મુબારક માંહેથી પડો છે. તે માંહેથી મોહોર નબુવત પેદા કીધાં છે.









પછી વળી કતરા બેઊ અમારા નુરના જમણી આંખ મુબારક માંહેથી પડા છે તેમાંથી પેલે કત્રેકા તો મેહત્ર જીબરઇલ પેદા કીધા છે (૧). બીજે કત્રેકા તો મેહત્ર મિકાઇલ પેદા કીધા છે (૨). પછી વળી કતરા બેઊ અમારા નુરના, ડાબી આંખ મુબારક માંહેથી પડા છે તે માંહેથી પેલે કત્રેકાતો મેહેત્ર અસરાફેલ પેદા કીધા છે. (૧) બીજે કત્રેકાતો મેહત્ર અજરાઇલ પેદા કીધા છે (૨). પછી વળી કતરા બેઉં અમારા નુરના જમણા નેત્ર મુબારક માંહેથી પડા છે, તે માંહેથી પેલે કતરેકાતો મેહેત્ર સુરવાએલ પેદા કીધા છે (૧) બીજે કતરેકા તો મેહેત્ર નુરવાએલ પેદા કીધા છે. (૨) પછી વળી કતરા બેઊ ડાબા નેત્ર મુબારકમાંથી પડા છે તેમાંથી પેલે કતરેકા તો મેહેત્ર અહરાઇએલ પેદા કીધા છે (૧). બીજે કતરે કા તો મેહેત્ર અજાઝીલ પેદા કીધા છે (૨). પછી વળી કતરા બેઊ અમારા નુરના જમણા કાન મુબારકમાંથી પડયા છે. તે માંહેથી પેલે કતરેકા તો અર્સ પેદા કીધાં છે. બીજે કતરેકા તો કુરશી પેદા કીધાં છે. પછી વળી કતરા બેઊ અમારા નુરના ડાબા કાન મુબારક માંહેથી પડા છે તે માંહેથી પેલે કતરેકા તો લોહ પેદા કીધાં છે (૧). બીજે કતરેકા તો કલમ પેદાં કીધાં છે. (૨), પછી વળી કતરા આઠ અમારા નુરના









જમણા નાક મુબારક માંહેથી પડા છે તેમાંથી આઠ ભેસ્ત પેદા કીધા છે. પછી વળી કતરા આઠ અમારા નુરના ડાબા નાક મુબારકમાંથી પડા છે તેમાંથી સાત કતરાના સાત દોજખ પેદા કીધા છે, ને આઠમાં કતરાનો સેતાન ઇબ્લીસ પેદા કીધો છે. તે દોજખને દરવાજે બેઠો છે. (૮) ત્યાર પછી કતરા સાત અમારા નુરના જમણા ગાલ મુબારકમાંથી પડા છે તે માંહેથી સાત જમીનના તબક પેદા કીધા છે પછી વળી કતરા સાત અમારા નુરના ડાબા ગાલ મુબારક માંહેથી પડા છે. તેમાંથી સાત આસમાનના તબાક પેદા કીધા છે પછી વળી કતરાકેતા એક લાખ અમારા નુરના દાંત મુબારક માંહેથી પડા છે. તેમાંથી કેતા એક લાખ તારા પેદા કીધા છે.

પછી વળી કતરા ચાર અમારા નુરના જીભા મુબારકમાંથી પડા છે તેમાંથી ચાર વેદ ને ચાર કિતાબ પેદા કીધા છે. પછી વળી કત્રા અડસઠ અમારા નુરના જમણા પંજા મુબારકમાંથી પડા છે તેમાંથી અડસઠ તીરથ પેદા કીધા છે (૬૮) પછી વળી કતરો એક અમારા નુરના જમણા ખભા મુબારકમાંથી પડયો છે. તેમાંથી રેહણી પેદા કીધી છે. પછી વળી કતરો એક અમારા નુરનો, ડાબા ખભા મુબારકમાંથી પડયો છે. તેમાંથી દિવસ પેદા









કીધો છે. પછી વળી કતરો એક અમારા નુરનો જમણી બાજુ મુબારકમાંથી પડયો છે. તેમાંથી ચંદ્રમા પેદા કીધો છે. પછી વળી કતરો એક અમારા નુરનો ડાબી બાજુ મુબારકમાંથી પડયો છે. તેમાંથી સુરજ પેદા કીધો છે. પછી વળી કતરા દસ અમારા નુરના જમણા હાથ મુબારક માંથી પડયા તેમાંથી પેલે કતરેકા તો નુરીવાએ વાદલસર સુર પેદા કીધા છે (૧) બીજે કતરેકા તો વાએ તોફાન અરઅર પેદા કીધા છે (૨) ત્રીજા કતરેકા તો ગજણુ રજાદીલ પેદા કીધા છે (૩) ચોથે કતરેકા તો વીજલી ચમકારા પેદા કીધા છે (૪) પાંચમે કતરેકા તો રૂવેલ મકદસ સુર અસરાફેલની ઘંમણ, તેત્રીસ હજાર જોજન સુધી લાંબી, એવી સુર પેદા કીધી છે (૫) છઠ્ઠે કતરેકા તો સીલવંત હુરા પેદા કીધા છે (૬) સાતમે કતરેકા તો અમરાપુરીમાં નુરાંણી કુંવર પેદા કીધા છે (૭) આઠમે કતરેકા તો સજરતુલ મુનતેહા ઝાડ પેદા કીધાં છે (૮) નવમે કતરેકા તો ઝાડ તોફાન પેદા કીધા છે (૯) દસમે કતરેકા તો અઢાર ભાર વનસ્પતી મેવાદાર ઝાડ ભાતભાતના પેદા કીધા છે (૧૦)

પછી વળી કત્રા દશ અમારા નુરના ડાબા હાથ મુબારકમાંથી પડયા છે, તેમાંથી પેલે કતરેકા તો સરાબત હુરા પેદા કીધા છે (૧). બીજે









કતરેકા તો સેતનો દરિઆવ પેદા કીધો છે (૨) ત્રીજે કતરેકા તો દુધનો દરિઆવ પેદા કીધો છે (૩) ચોથે કતરેકા તો હોજે કોસર પેદા કીધા છે (૪) પાંચમે. કતરેકા તો દુનિયામાં જેટલું દુધ તે સરવે પેદા કીધું છે (૫) છઠ્ઠે કતરેકા તો ફુલ ભાતભાતનાં પેદા કીધાં. છે (૬) સાતમે કતરેકા તો એક લાખ ને ચાલીસ હજાર નદીઓ પેદા કીધી છે (૭) આઠમે કતેરેકા તો. ભેસ્રતનાં લુગડા ભાતભાતનાં પેદા કીધા છે (૮) નવમે કતરેકા તો ખસઓઈ (અત્તર) ભાતભાતની. પેદા કીધી છે (૯) દસમે કતરેકા તો દુનિયાના લુગડાં. ભાતભાતના પેદા કીધા છે (૧૦)

પછી વળી કતરા દસ તમારા નુરના બેઉ હાથની દસે આંગળીઉં મુબારકમાંથી પડયા છે. તેમાંથી પેલે કતરેકા તો કંચન પેદા કીધા છે. (૧) બીજે કતરેકાતો તરકાન પેદા કીધા (૨) ત્રીજે કતરેકાતો મુરાદ અંગુડી, ખતંમ સલેમાંન પેગંબરા અલહીસ્સલામની પેદા કીધી છે. (૩) ચોથે કતરેકા તો ખીસા મેહેત્ર મુસા પેગંબર કે આસા પેદા કીધા છે તે આદમ થકી સાહેબને પોચા છે, તે સાહેબ થકી, મેહત્ર મુસાને પોચા છે (૪) પાંચમે કતરેકા તો દુંબ્બો કુરબાની અસમાએલ પેગંબર કે વાસતે ખુદાતાલાએ ભેસ્રત થકી મોકલો હતો. તે પેદા કીધો છે (૫) છઠ્ઠે કતરેકા તો ઊંટડી.









સાલેમાન પેગંબર અલયહીસ્સલામની પેદા કીધી છે (૬). સાતમે કતરેકા તો ઘોડાની જાત પેદા કીધી છે (૭). આઠમે કતરેકા તો ઊંટની જાત પેદા કીધી છે (૮). નવમે કતરેકાતો કુંજરની જાત પેદા કીધી છે (૯). દશમે કતરેકા તો ચોપગ પંખીની જાત પેદા કીધી છે, જીવ જનાવર નાના મોટા પરબત સરવે પેદા કીધા છે. (૧૦).

પછી વળી કતરા દસ અમારા નુરના સીના મુબારકમાંથી પડા છે, તેમાંથી પેલે કતરેકા તો આસક લોક પેદા કીધા છે (૧). બીજે કતરેકા તો પરેજગાર લોક પેદા કીધા છે (૨). ત્રીજે કતરેકા તો મુસતકીમ લોક પેદા કીધા છે (૩). ચોથે કતરેકા તો ફકર લોક પેદા કીધા છે. (૪). પાંચમે કતરેકા તો આલીમ લોક પેદા કીધા છે (૫). છઠે કતરેકા તો સખી લોક પેદા કીધા છે (૬). સાતમે કતરેકા તો નેકબખત લોક પેદા કીધા છે (૭). આઠમે કતરેકા તો હાજી લોક પેદા કીધા છે (૮). નવમે કતરેકા તો ઓલીઆ લોક પેદા કીધા છે. (૯) દસમે કતરેકા તો મુમન લોક પેદા કીધા છે (૧૦).

પછી વળી કતરા દસ અમારા નુરના વજુદ મુબારક માંહેથી પડા છે, તેમાંથી પેલે કતરેકા તો નેકનામ લોક પેદા કીધા છે (૧). બીજે કતરેકા તો









સબુર લોક પેદા કીધા છે (૨). ત્રીજે કતરેકા તો સલેમાન લોક પેદા કીધા છે. (૩) ચોથે કતરેકા તો સાચા લોક પેદા કીધા છે (૪). પાંચમે કતરેકા તો સાહેબની રજાના રાજી લોક પેદા કીધી છે (૫) છઠે કતરેકા તો મોખલસ લોક પેદા કીધા છે (૬) સાતમે કતરેકા તો હાફીજ લોક પેદા કીધા છે (૭). આઠમે કતરેકા તો સુસદક લોક પેદા કીધા છે (૮). નવમે કતરેકા તો જીકર લોક પેદા કીધા છે (૯). દશમે કતરેકા તો નુરી બુરાખ નબી સલ્લલ્લાહો અલયહે વસલલ્મનો પેદા કીધા છે (૧૦)

પછી વળી કતરા દસ અમારા નુરના બે હોઠે મુબારક માંહેથી પડા છે, તેમાંથી પેલે કતરેકા તો સુખડ પેદા કીધા છે (૧). બીજે કતરેકા તો મુસક પેદા કીધા છે (૨). ત્રીજે કતરેકા તો અંબર ભેસ્તની પેદા કીધી છે (૩). ચોથે કતરેકા તો અંબર દુનીઆની પેદા કીધી છે (૪). પાંચમે કતરેકા તો કપુર પેદા કીધી છે (૫) છઠે કતરેકા તો જાફરાન પેદા કીધા છે (૬). સાતમે કતરેકા તો મુરઝાંન પેદા કીધાં છે (૭). આઠમે કતરેકાતો ઝવેર પેદા કીધા છે (૮). નવમે કતરેકાતો લાલ પેદા કીધા છે (૯). દસમે કતરેકાતો પાનાં નીલંમ પેદા કીધા છે (૧૦). એટલી ઉતપત સરવે નબી સાહેબના તન મુબારક માંહેથી ખુદાતાલાએ પેદા કીધી છે.









આહો મેહેત્ર જીબરઈલિ અલયહીસ્સલામ, ખુદા તાલાના વહી, તારપછી વળી ખુદાતાલાનું ફરમાન આવું છે. તેમાં કલમને હુકમ થયો છે, અને વળી કહ્યું છે જે, આહો કલમ તમે પોતાના દીલજાનથી લખો, તારે વળી કલમે કહ્યું છે જે, આહો પાક પરવરદીગાર અમે શું લખીએ, તારે ખુદાતાલાએ ફરમાવ્યું છે જે, આહો કલમ તમે લખો, અને વળી કહો જે, હક લાએલાહા ઈલ્લલ્લાહો, તારે કલમ તો લોહો ઉપર રવાના થયા છે, અને તાહાં સીતેર હજાર વરસ સુધી લખું છે, અને તાહાં કહ્યું છે જે, હક લાએલાહા ઈલ્લલ્લાહો. એમ લખતાં લખતાં સીતેર હજાર વરસ થઈ ગયાં છે, તારપછી વળી ખુદાતાલાનું ફરમાન આવું છે, જે આહો કલમ તમે લખો અને વળી કહો જે, મોહંમદુર રસુલીલ્લાહે એ મોહંમદુર રસુલીલ્લાહનું નામ, કલમે જયારે સાંભળું છે, તે નામની હેબતસું કલમ તો વચમાંથી ફાટી ગયા છે, અને કલમ તો ઈલાહી સજદામાં રહા છે. તારે વળી એક હજાર વરસ સુધી માથું ખડું છે, અને કલમે સીજદો કીધો છે, તારે વળી ખુદાતાલાનું ફરમાન આવું છે જે આહો કલમ તમે સર ઉપાડો, તારે કલમે પોતાનું માથું ઊપાડીને બારીકતાલાને કહ્યું છે જે, આહો પાક પરવરદીગાર એ નામ કેનું છે જે, આપ નામ









બરાબર લખાવો છો, તારે ખુદાતાલાએ ફરમાવુ' છે જે, એ નામ તો મહ'મદુર રસુલલ્લાહનું છે. એ નામ જો આપણે પેદા ના કરતા, તો સાત પાતાળ ને સાત આસમાન તથા અરસ કુરસી ને લોહો કલમ, પેદા ના કરતા. જો એ નામ મહ'મદનું પેદા ના કરતા, તો કસીએ જીવા જાણુસ પેદા ના કરતા, અને પોતાની ખુદાઈ પણ જાહેર ના કરતા. તે માટે કલમ તમે લખો, અને વળી કહો જે, મહ'મદુર રસુલીલ્લાહે, ત્યારે કલમ તો લોહો ઉપર રવાના થયા છે. અને સીતેર હજાર વરસ સુધી લખ્યું છે. અને તાંહા કહ્યું છે જે, મહ'મદુર રસુલીલ્લાહે એમ લખતાં લખતાં સીતેર હજાર વરસ થઈ ગયાં છે. સીતેર હજાર વરસ પહેલાં ને સીતેર હજાર વરસ બીજા' એવાં એક લાખ ને ચાલીશ હજાર વરસ થઈ ગયાં છે, તારે કલમે કલમો લખીને તૈયાર કીધો છે, તાંહાં જમલે વીસ અક્ષરનો કલમો લખીને તૈયાર કીધો છે, અને તાહાં કહ્યું છે જે, હક લાએલાહા ઇલ્લલ્લાહો મહ'મદુર રસુલિલ્લાહે. (૨૦) એવી રીતે કલમાની પેદાસ થઈ છે.

તારે વળી કલમે પુછ્યું છે જે, આહો પાક પરવર દેગાર કલમાની માંહે કેટલોક સવાબ કીધો છે, અને કેવડાએક ફલ લખ્યા છે, જે એવડી કીં'મત કરીને પોતાના મુખથી કલમો લખાવો છે. તારે









વળી ખુદાતાલાએ ફરમાવું છે જે, આહો કલમ તમે સુણો તો તે કલમાનો તમારી આગળ તે વાતનું બ્યાન કરીએ. જે ભેસ્ત માંહે એક ઝાડ છે એ ઝાડ ઉપર પંખી બેઠું છે, તે ઝાડનું નામ તો સજરતુલ સુનતેહા કહે છે, અને પંખીનું નામ તો અતલહેયાત કહે છે, તે જનાવર હરેક આદમી ઉપર ખુદાતાલાનું ફરજ બેસે છે. જે કોઇ બંદો ખુદાતાલાનો દુનિઆં માહે કલમો નબી સાહે-બનો પડે છે, અને તાહાં કહે છે જે, હક લાએ-લાહા ઇલલ્લાહો મોહંમદુર રસુલીલ્લાહે તારે તે પંખી ઊઠીને હોજ કોસર માંહે નાહે છે. તે પંખી વળતું પાછું જઇને ઝાડ ઉપર બેસે છે. તાહાં પંખી તો બેસીને પોતાની પાંખો ખંખેરે છે, તે પાંખો માંહેથી જેટલી પાણીની બુંદ પડે છે, તે અકેકી બુદે અકેકો ફિરસતો પેદા થાએ છે. એટલા ફિરસતા સરવે મળી ખુદાતાલાની આગલ જઇને, તે બંદાને વાસ્તે દોવા માગે છે, અને તાહાં ફિર-સતા સરવે મળીને કહે છે જે આહો પાક પરવર દીગાર જે કોઈ બંદો ખુદાતાલાનો દુનીઆ માંહે કલમો નબી સાહેબનો પડે છે, અને વળી કહેસે જે, હક લાએલાહા ઇલલલાહો મોહમદુર રસુ-લીલ્લાહે તે બંદાને તો ભેસાત નસીબ કરસે. અને વળી ખુદાતાલાના દેદાર થાસે, તે કલમાની માંહે









એવડો સવાબ કીધો છે, તાહાં એવડા ફળ લખાયા છે, તે બાર વરસનો આદમી થાએ છે. ત્યારપછી ફરજ લખાએ છે, તે કલમાની માંહે એવડો સવાબ કીધો છે, તે માટે કલમ તમે સલામ કરો એ નામને, તારે કલમે ઉઠીને સલામ કીધા છે, અને તાહાં કહું છું જે, સલામ આલેકમ જે નુરમહંમદના તાહાં નુરમહંમદને નુરે જવાબ દીધો નથી. તારે વળી કલમે કહું છે જે, ખુદાતાલાના નામની દોસ્તીએ કરી, સલામનો જવાબ આપી તો વારૂ છે. તાહાં નબી મહંમદને નુરે જવાબ દીધો છે, અને તાંહાં કહું છે જે, વાલેકુંમ સલામ જો કલમ ખુદાતાલાએ તુંને મોટાઈ દીધી છે, અને વળી કહું છે જે, વાએ વાલેકુંમ સલામ જે કલમ ખુદાતાલાએ તુંને મોટાઇ દીધી છે અને વળી કહું છે જે, રેહમત અલ્લાહે, વેહે બરકતહુ, અને મોટાઇ તો કલમાની છે. તારે વળી કલમે કહું છે જે, સાત પાતાળને સાત આસમાન, તથા અરસ કુરસીને લોહો કલમ તે તો અમારા પેટમાંહે છે. તમે અમને એવડી મોટાઇથી પેદા કીધા છે. તારે અમે એક લાખને ચાલીસ હજાર વરસ સુધી એ કલમો લખાવો છો. તે કલમો પડા વીનાં જીવને મુખ મુગત થાસે નહી, તે માટે એવા કલમાને કીયો બંદો પડી શકસે, તારે વળી ખુદાતાલાએ ફરમાવું છે જે,









આહો કલમ તમે જે નામ મહંમદનું લખું છે, તેને અમે આખર જમાના માંહે નબી પેદા કરીશું. તેને વળી અમે તો જાણું છું જે નબી સાહેબની ઉમતના લોકની ઉંમર થોડી કરીશું. તેની ફીકર મો.રી આશીશ એવી હીંમત આપીશું જે, એક લાખને ચાલીસ હજારવાર હરરોજ એ કલમો પડશે. અને તાંહાં કહેશે જે હક લાઇલાહા ઇલ્લલ્લાહો મહમંદુર રસુલિલ્લાહે એવો કલમો જે કોઈ એક સોને ચાલીસ વાર હરરોજ સવારમાં પડશે. તે કલમો ત્યાં સહેસ્ત્ર ઘણેરો લખાશે. અમે એને ત્યાં એવડો સોહેલું કરી દેશું. અને તેનાથી ઘણેરૂં અમારા ફજલ કરમથી કલમો તૈયબ પડશે. અને ત્યાં કેહેશે જે " અવ્વલ કલમે તૈયબ દોયમ કલમે શહાદત અશહદો અન્ન હક લાઇલાહા ઈલ્લલ્લાહો મહંમદુર રસુલિલ્લાહે વહદહુ અલ્લા શ્રી કુલ્લહુ સહિદવાન મહંમદીન અબ્દા અબ્દુ બેહદ વહેર રસુલહુ ( એવો કલમો જ કોઈ પઢશે, તે કલમાનો અવાજ તો ભેસત સુધી પહોંચશે, તારે તે કલમાની કુંચી થકી આઠે ભેસતના દરવાજા ઉઘડશે, તારે તે કહેશે જે, એવો કલમો કહેનારા જીવ તો ભેસત માંહે આવે સહી, એવી ફિરસતા દુવા માગે છે.









અહો ભાઈ જીબરઈલ અલયહીસ્સલામ ખુદા તાલાના વહી, તારપછી વળી ખુદાતાલાનું ફરમાન આવું છે, એ નુર મારા, એ દોસદાર મારા, એ હજરત હબીબ મારા, એ મહંમદ માસુક મારા, એ રસુલ મહેબુબ મારા, એ નુર મુતલક મારા, એ સતગોરજી, તમે મલેકુલ મોતને ઈલિમ, તોરીત પઢાવો, તારે હઝરત પેગંબર સલ્લે અલા વસલ્લમે ઈલિમ તોરીત કિતાબ ફિરસ્તા અજરાઈલને પઢાવે છે, જે થકી ધરતી આસમાન થર રહા છે. અને ચંદરમા સુરજ ચાલે છે, તથા જીવાજોનની ઉતપત થાએ છે, તેને બાજનાંમું કહે છે. એ બરકત સરવે બાજનામાંની છે.

તારે મહંમદ મુસ્તફાએ કહ્યું છે જે, કતરા ચાર અમારા નુરના મુધા જુસા મુબારક માંહેથી પડા છે તેમાંથી પેલે કતરેકા તો વાએ પેદા કીધા છે (૧). બીજે કતરેકા તો પાણી પેદા કીધા છે (૨). ત્રીજે કતરેકા તો અગન પેદા કીધા છે (૩). ચોથે કતરેકા તો ખાખ પેદા કીધા છે (૪). એવા ચાર પદારથ પરથવી માંહે પેદા કીધા છે (૫). આહો મહેત્ર જીબરઈલ, અલયહીસ્સલામ ખુદા તઆલાના વહી, તારપછી વળી ખુદાતાલાનું ફરમાન આવું છે. એ નુર મારા, એ દોસદાર મારા, એ હઝરત હબીબ મારા, એ મહંમદ માસુક મારા,









એ નુર મુતલક મારા, એ સતગોર બ્રહ્માજી, અમે તમારી મહોબત માંહેથી ચાર ચીજ પેદા કીધી છે, તેમાંથી તમે કઇ ચીજ ઉપર અખતીયાર ધરો છો. તારપછી તમને સરવે પેગંબરકા સરદાર કરીશું એમ ખુદાતાલાનું ફરમાન આવ્યું છે. તેમાં ચાર ગુણના જવાબ લખ્યા છે.

પહેલા વાએ ગુણની વાત લખી છે આહો મેહેત્ર જીબરઈલ અલય હીસ્સલામ ખુદાતાલાની વહી, તારે વળી હુકમ ઇલાહી, નુરમહંમદ મુસ્ત-ફાના નુરી બુરાખ ઉપર સવાર થયા છે. તે સવાર થઇને વાએગુંણ પાસે ગયા છે,

તાહાં જઈ મહંમદને નુરે કહ્યું છે જે, સલામ આલેકંમ રે વાએ, તારે વાએ કહુ છે જે, વાલેકુંમ સલામ, અને તું કોણ છે, તારે મહંમદને નુરે કહું છે જે, જેનો તું બંદો છે, તેના અમે નુર છઇએ. પણ તું કેનો બંદો છે રે વાએ, તારે વાએ કહુ છે જે, એક બંદો ખુદાતાલાનો તું છે, એમ એક બંદો ખુદાતાલાનો હું પણ છું, તારે મહંમદને નુરે જોયું છે જે, વાએ તો પોતાના જોર માંહે જાએ છે. અને મોટાઈ તથા તકબ્બુરાઇ કરે છે. તારે મહંમદને નુરે કહું છે જે, દુનીઆ માંહે જઈને તું કેવું કામ કરીશ રે વાએ, તારે વાએ કહું









છે જે કાંએ મારા મનમાંહે આવસે, તે કામ હું કરીશ. જો નુર મહંમદના તારે મહંમદને નુરે કહું છે, જે ના જોઇએ બંદાને, પોતાના મનમાંનું કામ કરીશ. તોબા પડ રે તું વાએ, તુજ માંહે એબ ઘણી છે, અને બંદાથી શું થાએ. સાહેબના હુકમ વીના, જે કાંએ સાહેબને ગમે તે કરે, બંદાનું કેવું ગજુ છે રે વાએ. તારે વાએ કહ્યું છે જે, મુજ માંહે કેવી એબ છે, જો નુરમહંમદના તારે મહં-મદને નુરે કહ્યું છે જ, વાએ તું છપો આવે ને છુપો જાએ. તું તો સર્વેની એબ જુવે છે, અને તારી એબ કોઈ જોતું નથી, તુજ માંહે એવી એબ છે જે વાએ. તારે વાએ કહું છે જે તમે વણુ ગુને છો જે અમને ગુનેગાર કરો છો, જો નુર મહંમદના. તારે મહંમદને નુરે કહું છે જે, અસતબર તોબા અલા, અમે તો બંદા સાહેબના ગુનેગાર છું. મુજમાંહે તો એબ ઘણી છે. વણગુને તો એક ખુદાતાલા છે, તારે મહંમદના નુર ઉપર વાએ ઈમાન આણું છે. તારે મહંમદ મુસતફાએ કહું છે જે, કલમો તૈયબનો તું પડ રે વાએ, તારે વાએ કલમો કહો છો જે અવલ કલમે તૈયબ, દોએમ કલમે શાહદત, અશાહદો અન હક લાઈલાહા ઈલ્લલ્લાહો મહંમદ રસુલીલ્લાહે વહદહુ અલા શ્રી કુલહુ સાહેદવાન મહંમદીન અબ્દા અબ્દુ









બેહદ વહેર રસુલહુ) એવા કલમો પઢીને સુમનક દીનદાર થયા છે. અને મહંમદના દીનમાં આવ્યા છે. તારે વાએ પોતાના પીર મુરસદ ગોર કબુલ કીધા છે, તાહાં પોતે નબીની ઉંમત થઈને રહ્યા છે. પેલા વાએ ગુણુની વાત સંપુરણુ છે.

લખીતંગ બીજો પાણી ગુણુ (૨) આહો મેહેત્ર જીબ્રાઈલ અલયહીસ્સલામ તારે વળી હુકમ ઈલાહી નુર મહંમદ મુસ્તફાના, નુરી બુરાખ ઉપર સવાર થયા છે, તે સવાર થઈ બીજા પાણી ગુણુ પાસે ગયા છે. તાહાં જઈ મહંમદને કહ્યું છે જે, સલામ આલેકુમ રે પાણી, ત્યારે પાણીએ કહ્યું છે જે, વાલેકુમ સલામ. અને તું કોણુ છે. તારે મહંમદને નુરે કહ્યું છે જે, જેનો તું બંદો છે, તેના અમે નુર છીએ. પણ તું કેનો બંદો છે રે પાણી, ત્યારે પાણીએ કહુ છું જે, એક બંદો ખુદાતાલાનો તું છે. તેમ એક બંદો ખુદાતાલાનો હું પણ છું, તારે મહંમદને નુરે જોયું છે જે, પાણી તો પોતના જોર માંહે જાય છે અને મોટાઈ તથા તકબ્બુરાઇ કરે છે. તારે મહંમદને નુરે કહ્યું છે જે, દુનિયામાં જઇને તું કેવું કામ કરે છે રે પાણી, ત્યારે પાણીએ કહ્યું છે જે કાંઇ મારા મનમાં આવશે તે કામ હું કરીશ. જો નુર મહંમદના, ત્યારે મહંમદને નુરે કહ્યું છે જે ના જોઇએ બંદાને પોતાનું મનમાનું કામ.









કરીશ. તોબા પઢ રે તું પાણી, તુજમાં એબ ઘણી છે. બંદાથી શું થાએ. સાહેબના હુકમ વીના, જે કાંઇ સાહેબને ગમે તે કરે. બંદાનું કેવું ગજુ છે રે પાણી, તારે પાણીએ કહ્યું છે જે મુજ માંહે કેવી એબ છે. જો નુર મહંમદના, તારે મહંમદને નુરે કહું છે જે, આહો પાણી તું પાક છે. પણ સારી ખલકનો મેલ તુજ માંહે ધોવાએ છે તુજને બાંધી રાખે છે, તારે તું ગંદુ થાએ છે. તે મેલ સાથે જીવ બંધાએ છે, તુજ માંહે જીવ પડે છે, જેટલા બંદા સાહેબના ખુદાતાલાએ પેદા કીધા છે, તેટલા તુજ માંહે નાહે છે. નાપાકી ધોઇને પોતે પાક થાએ છે. પછી તુજને સુરજ પાક કરે છે. સુરજની ગરમી થકી તુજ માંહે ફીણ થાએ છે. તારે વાએ ફીણને કાઢી નાંખશે, તારે ખુદાતાલાની હીકમત જાહેર થાએ છે. તારે પાણી તું પાક થાએ છે. તુજ માંહે એવી એબ છે રે પાણી તારે પાણીએ કહું છે જે તમે વણગને છો જે, અમને ગુનેગાર કરો છો. જો નુરમહંમદના, તારે મહંમદને નુરે કહું છે જે, અસતબર તોબા અલ્લાહ, અમે તો બંદા સાહેબના ગુનેગાર છું. ભાઈ મુજ માંહે તો એબ ઘણી છે. વણગને તો એક ખુદાતાલા છે.

તારે મહંમદના નુર ઉપર પાણીએ ઈમાન આણું છે, તારે મહંમદને નુરે કહ્યું છે જે









કલમો તૈયબનો પઢ રે પાણી, તારે પાણીએ કલમો કહો છો. અવલ કલમે તૈયબ હોયમ કલમે શાહાદત અશાહદો અન હક લાઈલાહા ઇલ્લલ્લાહો મહંમદ રસુલીલ્લાહો વહદહુ અલા શ્રી કુલહુ સહેદવાન મહંમદીન અબ્દા અબ્દુ બેહદ વહેર રસુલહુ. એવો કલમો પડીને મુમન દીનદાર થઆ છે અને મહંમદના દીન માંહે આવા છે, તારે પાણીએ પોતાના પીર મુરસદ ગોર કબુલ કીધા છે. તાહાં પોતે નબીની ઉમત થઈને રહા છે, બીજા પાણી ગુણની વાત સંપુરણ છે.

લખીતંગ ત્રીજા અગન ગુણ (૩). આહો મેહેત્ર જીબરઈલ. અલયહીસ્સલામ, ખુદાતાલાના વહી. તારે વળી હુકમ ઈલાહીનું તુરમહમદ મુસતફાના નુરી બુરાખ ઉપર સવાર થયા છે. તે સવાર થઈને અગન ગુણ પાસે ગયા છે. તાહાં જઈ મહંમદને નુરે કહ્યું છે જે, સલામ આલેકંમ રે અગન, તારે અગને કહ્યું છે જે, વાલેકુમ સલામ અને તું કોણ છે. તારે મહંમદને નુરે કહ્યું છે જે, જેના તું બંદો છે, તેના અમે નુર છીએ. પણ તું કોનો બંદો છે રે અગન, તારે અગને કહ્યું છે જે, એક બંદો ખુદાતાલાનો તું છે તેમ એક બંદો ખુદાતાલાનો હું પણ છું તારે મહંમદને નુરે જોયું છે જે, અગન તો પોતાના જોર માંહે જાએ છે, અને









મોટાઈ તથા તકબુરાઈ કરે છે. તારે મહંમદને નુરે કહ્યું છે જે, દુનીઆ માંહે જઇને તું કેવું કામ કરીશ રે અગન, તારે અગને કહ્યું છે, જે કાંએ મારા મન માંહે આવશે તે કામ કરીશ. જો નુર મહંમદના, તારે મહંમદને નુરે કહ્યું છે જે, ના જોઇએ બંદાને પોતાના મનમાનું કામ કરીશ, તોબા પઢ રે તું અગન તુજ માંહે એબ ઘણી છે. બંદાથી શું થાએ સાહેબના હુકમ વીના, જે કાંએ સાહેબને ગમે તે કરે. બંદાનું કેવું ગજુ છે રે અગના, તારે અગને કહ્યું છે જે, મુજમાં કેવી એબ છે, જો નુરમહંમદના. તારે મહંમદને નુરે કહ્યું છે જે. જોર તારૂં વાએ થકી ચાલે છે, અને મોત તારૂં પાણી માંહે છે, તુજ માંહે એવી એબ છે રે અગન, તારે અગને કહ્યું છે જે, તમે વણગને છો જે અમને ગુનેગાર કરો છો. જો નુર મહંમદને નુરે કહ્યું છે જે, અસતબર તોબા અલ્લાહ, અમે તો બંદા સાહેબના ગુનેગાર છું, ભાઇ મુજ માંહે તો એબ ઘણી છે. વણગને તો એક ખુદાતાલા છે. તારે મહંમદના નુર ઉપર અગને ઈમાંન આણું છે. તારે મહંમદ મુસતફાએ કહ્યું છે જે, કલમો તૈયબનો તું પઢ રે અગન. તારે અગને કલમો કહો છે, અવલ કલમે તૈયબ દોયમ કલમે શહાદત અશહદો અન લાઈલાહા ઈલ્લલ્લાહો મહંમદ









રસુલીલ્લાહે વહદહુ અલા શ્રી કુલહુ સહેદવાન મહંમદીન અબ્દા અબ્દુ બેહદ વહરસુલહુ. એવો કલમો પઢીને મુમન દીનદાર થયા છે, અને મહંમદના દીન માંહે આવ્યા છે. તારે અગને પોતાના પીર મુરસદ, ગોર કબુલ કીધા છે. તાહાં પોતે નબીની ઉંમત થઈ ને રહ્યા છે. ત્રીજા અગન ગુણની વાત સંપુરણ છે.

લખીતંગ ચોથો ખાખ ગુણ (૪) આહો મેહેત્ર જીબરઈલ અલયહીસ્સલામ, તારે વળી હુકમ ઈલાહી, નુર મહંમદ મુસતફાના, નુરી બુરાખ ઉપર સવાર થયા છે. તે સવાર થઇને ખાખ ગુણ પાસે ગયા છે. તાહાં જઇ મહંમદને નુરે કહ્યું છે જે, સલામ આલેકુમ રે ખાખ, તારે ખાખે કહ્યું છે જે, વાલેકુમ સલામ, રેહેમત અલ્લાહે, વેહે બરકાતહુ, હવે માલહુ, અને તમે કોણ છે, તારે મહંમદને નુરે કહ્યું છે જે, જેનો તું બંદો છે, તેના અમે નુર છીએ પણ તું કેનો બંદો છે રે ખાખ, તારે ખાખે કહ્યું છે જે, હું તો બંદો ખુદાતાલાનો ઊંમત નબી સલ્લલ્લાએ વસલલ્મનો છું. જો નુર મહંમદના, તારે મહંમદના નુરે કહ્યું છે જે, ખાખ ગુણ તો ગરીબ છે, અતીમન નીઝાર છે તથા મુસ્તકીમ છે, ત્યારે મહંમદને નુરે કહ્યું છે જે દુનીયામાં જઇને તું કેવું કામ કરીશ રે ખાખ, તારે









ખાખે કહ્યું છે જે, મુજ માંહેથી તો કાંએ ના થાએ. સાહેબના હુકમ વીના, જે કાંએ સાહેબને ગમે તે કરે. બંદાનું ચેતલું કાંએ ના થાએ, અમે તો બંદા ખાખ સાહેબના ગુનેગાર છું. ભાઈ મુજ માં તો એબ ઘણી છે, ભાઈ વણગને તો એક ખુદાતાલા છે. નબીકા નુર તો બરહક હય, જો નુર મહંમદના, એવું નબી સાહેબ ઉપર ખાખે ઇમાન આણ્યું છે ત્યારે મહંમદને નુરે કહ્યું છે જે કલમો તૈયબને તું પઢ રે ખાખ તારે ખાખે કલમો કહ્યો છે, અવલ કલમે તૈયબ દોયમ કલમે શાહાદત અશાહદો અન હકે લાઇલાહા ઇલ્લલ્લાહો મહંમદ રસુલીલ્લાહે વહદહુ અલા શ્રી કુલહુ સહેદવાન મહંમદીન અબ્દા અબ્દુ બેહદ વહેર રસુલહુ. એવો કલમો પઢીને મુમન દીનદાર થયા છે. અને મહંમદના દીન માંહે આવ્યા છે. તારે ખાખે પોતાના પર મુરસદ. ગોર કબુલ કીધા છે. તાહાં પોતે નબીની ઊંમત થઈને રહા છે. ચોથા ખાખ ગુણની વાત સંપુરણ છે.

ચાર ગુણની ફેલપત લખી છે. આહો મેહેત્ર જીબરઈલ, અલયહીસ્સલામ ખુદાતાલાના વડી, તારપછી વળી ખુદાતાલાનું ફરમાન આવું છે નબી મહંમદ મુસતફાએ કહ્યું છે, એવા ચાર ગુણ માંહે સેસટ બાંધી છે. એવા ચારે ગુણના જુદા જુદા પ્રકાર છે. તે સરવે ગુણનાં જુજવાં









લખસણ છે. તે માંહે ખાખ ગુણને તો દેખી મહંમદના નુર ઘણું રાજી ખુશાહાલ થયા છે, તે ખાખ ગુણને તો તેડી કરી પોતાને ગળે લગાડા છે અને વળી મહંમદને નુરે કહ્યું છે જે ખુદાતાલા તો જુવે છે, અને તે વળી જાણે છે અમે ખાખ ગુણને કબુલ કીધા છે, તે ખાખ ગુણને તો પોતાના કરીને રાખ્યાં છે. જે કોએ માનવી જાત છે. તેમાં ચાર ચીજ વગર કોએ નથી. વાએ (૧) પાણી (૨) અગન (૩) ખાખ (૪) એવા ચારે ગુણના જવાબ વિચાર છે. એમ ખુદાતાલા એ ફરમાવ્યું છે. તે નબી સાહેબ કહે છે. આહો મેહેત્ર જીબરઈલ, અલયહીસ્સલામ, ખુદાતાલાના વહી, જે કોઈ આદમી માણસ અમે વાએ ગુણ માંહેથી સરજા તથા પેદા કીધા છે, તે લોકો માંહે. બેઈમાની ઘણી હસે. તથા વળી સુકર હશે (૧). કોઈ આદમી માણસ અમે પાણી ગુણ માંહેની સરજા, તથા પેદા કીધા છે, તે લોકો માંહે મસતાઈ ઘણી હશે. વળી બે તખર હશે (૨) જે કોઈ આદમી માણસ અમે અગન ગુણ માંહેથી સરજા તથા પેદા કીધા છે. તે લોકો માંહે જલાઈ ઘણી હશે. તથા વળી જાલીમ બેરહેમ હશે (૩) જે કોઈ આદમી માણસ અમે ખાખ ગુણ માંહેથી સરજા, તથા પેદા કીધા છે. તે









લોકો માંહે ગરીબાઇ ઘણી હશે. અતિ મન નીઝાર હશે, તથા મુસતકીમ હશે (૪) એમ ખુદાતાલાએ ફરમાવ્યું છે જે ચાર ગુણ માંહેથી ચાર ચીજ પેદા કીધી છે, તે માંહેથી અમે ખાખ ગુણને તો અખતીઆર આપો છો. તે ખાખ ગુણને તો અલ્લાજીએ કબુલ કીધા છે. તે એમ નબી મહંમદ મુસતફાએ કહું છે. આહો મેહેત્ર જીબરઈલ અલયહિસ્સલામ તારપછી વળી ખુદાતાલાનું ફરમાન આવું છે તેમાં ચાર ગુણની ફલપત લખી છે. જે કોઈ આદમી માણસ અમે ખાખ ગુણ માંહેથી સરજા તથા પેદા કીધા છે. તેને અમે ખાખ માંહે સોંપીશું તથા ભેસત માંહે જગા દેશું (૧) જે કોઈ આદમી માણસ અમે અગન ગુણ માંહેથી સરજા તથા પેદા કીધાં છે તેને જો અમારા મન માંહે આવશે તો ભેસ્તમાં જગા દેશું. નહી તો અંગન માંહે હલાખ કરીશું (૨) જે કોઈ આદમી માણસ અમે પાણી ગુણમાંથી સરજા તથા પેદા કીધા છે, તેને, જો અમારા મન માંહે આવશે, તો ભેસ્તમાં જગા દેશું. નહિ તો પાણીમાં હલાખ કરીશું. (૩) જે કોઇ આદમી માણસ અમે વાએ ગુણ માંથી સરજા તથા પેદા કીધા છે તેને જો અમારા મનમાંહે આવશે, તો ભેસ્ત માંહે જગા દેશું, નહી તો વાએ માંહે હલાખ કરીશું. એમ ખુદાતાલાએ લખા છે (૪).









આહો ભાઇ જીબરઈલ અલયહીસ્સલામ, તારપછી વળી ખુદાતાલાનું ફરમાન આવું છે. જે નુર મહંમદ મુસતફાના તંન મુબારક માંહેથી અમે સરવે ખલક જીવા જંન જણુસ પેદા કીધી છે, તે ઊતપત સરવે નબી સાહેબના તન મુબારક માંહેથી પેદા થઈ છે. આવો મેહત્ર જીબરઈલ, અલયહીસ્સલામ ખુદાતાલાના વહી, વળી તેથી પણ આગળ નબી સાહેબના નુર થકી દાદા આદમને પોતા છે. આદમ થકી સૌયદોને પોતા છે, તારપછી કુરાન આએત દુનીઆમાં પરવર થયા છે, એમ ખુદાતાલાએ ફરમાવું છે, જે મસતગ મુબારક મહંમદ મુસતફાનું તે અમે ભેસ્તની બરકત માંહેથી પેદા કીધા છે (૧) પેસાની મુબારક મહંમદ મુસતફાની તે અમે ભેસ્તના ચંદ માંહેથી પેદા કીધી છે (૨) આંખો મુબારક મહંમદ મુસતફાની, તે અમે ભેસ્તના હઆ માંહેથી પેદા કીધી છે (૩). રૂ મુબારક મહંમદ મુસતફાના તે અમે ભેસ્તના તેજ માંહેથી પેદા કીધા છે (૪) કાન બેઉ મુબારક મહંમદ મુસતફાના તે અમે ભેસ્તના અલેફ માંહેથી પેદા કીધા છે (૫) નાક મુબારક મહંમદ મુસતફાના તે અમે ભેસ્તનાં અંબર માંહેથી પેદા કીધા છે (૬). મુખ મુબારક મહંમદ મુસતફાનું તે અમે ભેસ્તની જોત માંહેથી પેદા કીધા છે (૭).









હોઠ મુબારક મહંમદ મુસતફાની, તે અમે ભેસ્તના તસબીહ માંહેથી પેદા કીધા છે, (૮) જીભ મુબારક મહંમદ મુસ્તુફાની તે અમે ભેસ્તના જીકર માંહેથી પેદા કીધા છે (૯) દાંત મુબારક મહંમદ મુસ્તફાના તે અમે ભેસ્તના નુર દાવણ માંહેથી પેદા કીધા છે (૧૦) ગળું મુબારક મહંમદ મુસતફાનું, તે અમે ભેસ્તના મધ માંહેથી પેદા કીધા છે (૧૧). ખભા બેઉ મુબારક મહંમદ મુસ્તુફાના તે અમે ભેસ્તના જંદ માંહેથી પેદા કીધા છે (૧૨). બાજુ બેઉ મુબારક મહંમદ મુસ્તફાની તે અમે ભેસ્તની કુવત માંહેથી પેદા કીધા છે (૧૩). હાથ બેઉ મુબારક મહંમદ મુસ્તફાના તે અમે ભેસ્તની સખાવતમાંહેથી પેદા કીધા છે (૧૪). હઇયું મુબારક મહંમદ મુસતુફાનું તે અમે ભેસ્તના જાફરાન માંહેથી પેદા કીધા છે (૧૫). આંતરડીઉં મુબારક મહંમદ મુસતફાની તે અમે ભેસ્તની સંતોક માંહેથી પેદા કીધા છે (૧૬) હરદો. મુબારક મહંમદ મુસતુફાનાં તે અમે ભેસ્તની સબુરી માંહેથી પેદા કીધા છે (૧૭) હાડ મુબારક મહંમદ મુસતફાનાં તે અમે ભેસ્તના, કપુર માંહેથી પેદા કીધા છે, (૧૮) પગ બેઉ મુબારક મહંમદ મુસતફાનાં તે અમે ભેસ્તની બંદગી માંહેથી પેદા કીધા છે. છે (૧૯) રૂમરાએ મુબરાક મહંમદ મુસતફાના, તે અમે ભેસ્તના ફુલ વાસ માંહેથી પેદા કીધા છે (૨૦) એમ ખુદાતાલાએ ફરમાવું છે.







[૧૬૫]

આહો મેહેત્ર જીબરઈલિ અલયહીસ્સલામ ખુદાતાલાના વહી. એ તારીફ સર્વે માહંમદ મુસતફાની કીધી છે. તારે એવી નબીસાહેબની તારીફ સાંભળીને મેહેત્ર જીબરઈલિ, પોતાના દીલજાંન થી કલમો તૈયબનો પઢા છે. અને તાંહાં કહું છે જે, અવલ કલમે તૈયબ દાયમ કલમે શાહદત અશાહદો અન હક લાઈલાહા ઇલ્લલ્લાહો મહંમદ રસુલીલ્લાહે વાહેદહુ અલા શ્રી કુલહુ સહેદવાન મહંમદીન અબ્દા અબ્દુ બેહદ વહેર રસુલહુ) એવો શુધ કલમો પઢીને સદકઆણું છે તે નબી ગોર ઈમામે કહ્યું છે, એવો શુધ કલમો પઢીને મરદ તથા ઓરત ઈમાન સાબુત રાખશે, તે જીવ તો ભેસ્તી હોસે, તાહાં અમર લીલા ભોગવશે, એવી નુરનામાની હકીકત તમામ સુધ સંપુરણ છે. જે કોઇ ભણે સાંભળે, નર કે નાર તે ફરી નહી અવતરે આવાગમન જુગ સંસાર. એ નુરનામું વાંચે તથા સાંભળે તે ગત જમાતકું સલામ છે. મહેજદ મેહેરાજકું સલામ છે, બાઇ માવડીકું સલામ છે. નુરનામું સંપુરણ છે સહી. નુરનામાના હરફ, નવસે નવાણું ઉતારી કાઢા છે (૯૯૯).









## નુરનામાની ખાસીયત લખી છે.

તાર પછી વળી ખુદાતાલાનું ફરમાન આવું છે આહો મેહેત્ર જીબરઈલ અલયહીસ્સલામ એમ નબી સાહેબ કહે છે, એ સર્વે તારીફ નુરમહંમદ મુસતફાની કીધી છે. જે કોઈ ઇમાનસું વાંચે, તથા સાંભળે, નુરનાસું લખીને પોતા પાસે રાખે, તથા લખીને પોતાના ઘર માંહે રાખે. તો તેને ખુદાતાલા પોતાના પનાહમાં રાખશે, વળી એ બંદાને દીન દુનિયા માંહે પોતાના કરીને રાખશે વળી જે કોઈ બંદાને અજલ આવી પોંચસે, તેને અંતકાળને વીખે નુરનાસુ. સંભળાવું હોએ તો તે બંદાને રૂહ કબજ કરતાં સોહેલો થાએ, ફિરસતા તેનું અવલનાસું લખસે, અને વળી પછી બીજી પણ મદદ ફિરસતા કરશે, તે બંદાના ગુના દીન દુનીઆના. તથા આખરીતના ગુના, સાહેબ ફજલ કરસે, તેને કબરસતાન માંહે, આજાર થાસે નહી, તેની મીટી, ચાંમ હાડ, ખાસે નહી. તેને ખુદાતાલા સેતાન થકી દુર રાખસે. તેને ચાર કીતાબ પડાનો સવાબ થાશે. પેલા કીતાબ તોરીત મેહેત્ર મુસા (૧) બીજા કીતાબ જબુર મેહેત્ર દાઊદ (૨) ત્રીજા કીતાબ એન્જીલ મેહેત્ર ઈસા (૩) ચોથા કીતાબ ફુરકાન મહંમદ મુસતફા સલ્લલ્લાહો અલયહે વસલ્લમ (૪) એવા ચાર કીતાબ પડાનો સવાબ થાશે.









જે કોઇ બંદો ખુદાતાલાનો નુરનામું વાંચે, તથા સાંભળે, તથા લખીને પોતાના ઘરમાં રાખે, તો તે બંદાના ગુના, તેના માતાપીતાના ગુના, તેના સાતપરીઆનાં ગુના સાહેબ ફજલ કરશે જે કોઈ નુરનામું વાંચે તથા સાંભળે તેના દુશ્મન દફે થાયતે બંદા ઉપર શેતાન મુકર જાદુ ચાલે નહી તેને સાહેબ આખરીતના આજાર થકી રાખી લેશે.તેને ગાજી ઊમરદનો સવાબ થાસે, તેને દુનીઆના તોફાનથી સાહેબ રાખી લેશે તેને અવલ માણસની સોબતમાં સાહેબ રાખસે. અને વળી હકતાલાએ ફરમાવું છે જે નબી સાહેબનું નુરનામું છે. તે માંહે જે કોઈ શંકા લાવશે તે તો કાફર થાસે અને જે કોઈ સહી કરીને માનસે તે તો મુમન ભેસતી હસે. જે કોએ નુરનામુ વાંચે, તથા સાંભળે તેની મુરાદ હાંસલ થાશે, તેને ત્રણ હજાર ત્રણસોને સીતેર (૩૩૭૦) પેગંબર જમાડાનો સવાબ થાસે, તેને એટલો સવાબ ખુદાતાલાએ બકસો છે. જે કોઈ નુરનામું વાંચે તથા સાંભળે તે બંદાને ગેબ થકી રોજી આવસે, તે બંદાનો મરતબો મોટો થાસે વળી એક નકલ કહો છે જે સુલતાન મહંમદ ગજનવીને રહેમતને કાજે, હકતઆલાના નુરનામા માંહેથી નવસે નવાણું હરફ ઉતારી કાઢા છે એ હરફ સાંભળીને ઘણું ખુશાહાલ થયા છે. અને વળી મનમાંહે









જાણું છે જે, એ હરફ સુલતાન મહંમદ ગજનવીને દેઈ મોકલીસું, તારે તે વાતની ખબર સુલતાન મહંમદ ગજનવીને થઈ છે તાહાં અઢાર દીવસની વાટ હતી. તાહાંથી પોથી સામી ચાલી આવી છે. તારે તે કીતાબ સુલતાન મહંમદ ગઝનવીને દેઈ મુકા છે. તાહા માણસ ઘણાં હતા, તરકને આરબ ઘણા હતા, તે માણસે હરફ દીઠા તથા સાંભળા છે તે સાંભળીને ઘણું ખુશાહાલ થયા છે તેને ઘણું હાંસલ થયું છે. સુલતાન મહંમદ ગજનવીએ એ કીતાબ પોતાની પાસે લાવીને વાંચી જોયા છે તથા વાંચીને ખુદાતાલાનું સુકરાન કીધું છે. તથા ઉઠીને ખુરબાનીઓ કીધી છે અલ્લામત તથા ફજલમકાની, તથા હાલી મોવાલીને ખેરાત ઘણી કીધી છે પછી એ હરફ ઈમામે મગાવી લીધા છે. હકીકત સરવે વાંચી જોઈ છે. અને હજરત રસુલની મોહોર તે તે તુરનામાં ઉપરથી થઇ છે. જે એ કેતાબ સુલતાન મહંમદ ગજનવીને બકસા છે, એણે ઘણા મોટા કીધા છે, તે પણ બકસા છે, જે કોઇ તુરનામું વાંચે તથા સાંભળે, તેને ઘણી ઇજ્જત દીધી છે. અને દોસદારી દેતા હતા, તેના મોટા ગુના સાહેબે બકસા છે. તેને કાજે ભેસ્તના દરવાજા સાહેબે ઉઘાડી મેલ્યા છે. તેના વખાણના જવાબ સાંભળો. તેને બાર હજાર ગુલામ આઝાદ કીધા છે. તેને એક હજાર મહેલ બઢ









ચણાવી દીધા છે. એવડી શોભાની તથા મહેરબાની, એવડી રાહત ખુદાતાલાએ બકસી છે, તે તો બરકત નુરનામાની છે.

જે કોઈ નુરનામું વાંચે, તથા સાંભળે, તેને દુખ દવ કાંએ ના થાયે. તેને ખુદાતાલા પોતાના પનાહમાં રાખશે. જે કોઈ પેદાશ મહંમદ મુસતફાની વાંચે તથા સાંભળે, તેને ખુદાતાલા પોતાના પનાહમાં રાખશે, જે કોઇ મહંમદ મુસતફાની પેદાશ તથા તારીફ દીલ દઇને સાંભળશે, તેને સવાબ એક હજારવાર કુલાહોવલ્લાહ પડાનો થાસે. દોસતી ઈમામની કર્યા જેવડો સવાબ મરતબો મોટો થાશે જે કોએ નુરનામું વાંચે, તથા સાંભળે, તે દીંન થકી બાજ નહીં થાએ પછે વળી રેવાએત કીધી છે, જાંહાં સુધી પોતાની જગા ભેસ્તમાં તૈયાર થાશે. ત્યાં સુધી એ બંદાનું રૂહ કબજ દુનીયામાં નહિ થાય. જે એક દીન મોહંમ્મદુર રસુલુલ્લાહ મસ્જીદ ખાનામાં બેઠા હતા, તારે વહી જીબરાઈલને ખુદાતાલાએ મોકલા છે. તાહાં વહી જીબરાઈલ આવા છે, તે વહીઆના હાથમાં મેવા બે હતા, એક તો ઉસ (૧) બીજા તો સુફ (૨) તે વઇઆએ કહું છે જે, આહો મહંમદુર રસુલુલ્લાહ એમ ખુદાતાલાએ ફરમાવું છે. જે કોએ નુરનામું વાંચે તથા સાંભળે તથા લખીને પોતા પાસે









રાખશે તેનો હકતાલાએ મરતબો મોટો કીધો છે. તે બંદાની કમાઈ મોટી થઈ છે,એમ હકતાલાએ ફરમાવું છે. તે ખબર વઈ જીબરઈલે માહંમદુર રસુલુલ્લાહને દીધી છે, જે કોઈ ઇમાંનસુ વાંચે તથા સાંભળે, તે બંદાને સાહેબ મોજ દેસે, તથા કરમ બક્ષીસ કરશે સરવે મોમીન મરદ, તથા ઓરત, જારે મલીને મરત લોક માંહેથી જાશે, અને આસમાન નવનેજા ઉપર આવશે, તારે હકતાલા તે બંદા ઉપર મોજ દેશે, તથા શફાઅત કીધી છે, હજાર વરસ લગી જઈ સુકામ માંહે બંદગી કરશે, તથા સારી ઉંમર રોજા રાખશે, તેનો સવાબ તે બંદાને બક્ષો છે, તે ખુદાતાલાએ પોતે બક્ષો છે. તેના દુસમન દુર થાશે, તે બંદાપર છળજાદુ કેનું ચાલશે નહી, કોઈ નુર નામું વાંચે તથા સાંભળે, તેને એક (૧૦૦૧) રોજા રાખ્યાનો સવાબ થાશે, તથા બરકત સોબ્રાનોની તે બંદાના ગુના નાના મોટા હોએ, તો તે પણ સાહેબ બક્ષશે.

જે કોએ નુરનામું વાંચી, તથા સાંભળી જુવે, તેની રૂહાની પુરી પાક થાશે. તારે હક તાલાએ ફરમાવું છે જે. ભાઇઓ હું તેનો ખુદાતાલા છું, જે નુરનામું વાંચે, તથા સાંભળે તેને સાહેબ પોતાની પનાહમાં રાખશે, જે કોએ બંદા સોમવારની રાત્રે, તથા શુક્રવારની રાત્રે વાંચે તથા સાંભળે. તથા બીજાને









સંભળાવશે તેને હરામ થકી વેગળો રાખશે, તેની ખુદાતાલાને ઉમેદ ઘણી છે. તારે વળી ખુદાતાલાનું ફરમાન આવ્યું છે. જેમ માણસ, નાના મોટા કીધા છે, અને બુજરગી કાંઈ આપી છે. પેલા પેગંબર તો ઈસારૂહુલ્લાહ (૧) બીજા પેગંબર તો મુસા કલીમુલ્લા (૨) ત્રીજા પેગંબર તો ઈબ્રાહીમ ખલીલુલ્લાહ (૩) ચોથા પેગંબર તો ઈદરીસ (૪) પાંચમાં પેગંબર તો યાકુબ (૫) છઠા પેગંબર તો ઈસમાએલ તેમની અમે ભેસ્તમાં જગ્યા રાખી છે,

જે કોએ નુરનામું વાંચે, તથા સાંભળે તેનો હું ખુદાતાલા છું. અમે તેનું અવલનામું લખીએ, તે બંદાના દસહજાર ગુના હોએ, તો પણ સાહેબે બક્ષા છે. તે બંદાના વાસતે દસહજાર હવેલીઓ ભેસ્તમાં થાશે. બંદાનો મરતબો મોટા ઓલીઆના જેવડો થાશે, અને રોજ કયામતના દીન સુધી ફિરસતા ભેસ્તની કોરે લઈ જાશે. તેને ભેસ્તની રાહેત મોટી થાશે. તે બંદાના ડીલમાં જેટલા મુવાલા છે, તેટલા ગુના હોએ, તો પણ સાહેબે બક્ષા છે. સાંમી બીજી પણ મદદ કરશે. તે બરકત સરવે નુરનામાની છે, જેમ મલાએક જણ બે એક તો મુનકીર (૧) બીજા તો નકીર. તે બંદાની કબરમાં પુશાણું લેવા સારૂ આવશે, તે સામે સરખરૂં થાશે. તારે ફિરસતે કહું છે જે, સુધ રેહમત છે રે બંદા, ઘોર કયામતના









હુખ આસાન છે. તે બરકત કલમા તૈયબની છે એવું ખુદાતાલાનું ફરમાન આવ્યું છે આહો મેહત્ર જીબરઈલ, અલયહીસ્સલામ, ખુદાતાલાની વહી. એ નુરમાનાની હકીકત, નબી મહંમદુર રસુલલ્લાએ સંભળાવી છે. નુરનામું ખાસીએત સુધાં સંપુરણ છે. (અવલ કલમે તૈયબ દોયમ કલેમા શાહાદત અસહદો અન્ન હકેલા ઇલ્લાહા ઈલીલ્લાહો મહંમદ રસુલીલ્લાહે વાએદહુ અલા શ્રી કુલહુ સહેદવાન મંહમદીન અબ્દા અબ્દુ બેહદ વહેર રસુલહુ)

## દોઆ બાજુની, બાજનામું લખ્યું છે.

### બિસમીલ્લા હિરરહમાન નરરહીમ

નાદેઅલીયન મઝહરીલ અજાએબે તજદહુ ઔન લકા ફિન નવાએબ, કુલ્લો હમ્મીવ વ ગમ્મીન સયુનજલી બ કુદરતેક યા અલ્લાહ, યા અલ્લાહ, યા અલ્લાહ બનબુવતેકા યા મોહંમ્મદ, યા મોહંમદ યા મોહંમદ બ વિલાયતેકા યા અલી, યા યલી, યા અલી, યા દાફી, યા માફી, યા સાફી યા કાફી, યા શાફેઉલ, અઝીમ, યા મન્નુ યા જન્નુ યા સુબહાનુ યા સુબહેયમનુ, યા અમીરૂલ મોઅમેનીન યા જલીલ યા જલીલ, યા રબ તુહી, ખુદાવન્દા, ગુનાહ કદમોદુર, હર બલાએ









૨૬ બાશદ. યા અમીરીલ મોઅમેનીન, યા અલી-યુન યાવલીયુન, અના મદિનતુલ ઇલ્મે વ અલીયુન બાબોહા.

સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ રબ્બીલ અરસીલ અઝીમે.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ રબ્બીલ આલમીન
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ જબ્બારીલ મુતકબ્બેરો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ ખાલેકીલ બારેઓ.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ મુસવ્વરીલ હકીમો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ મુસવ્વેરીસ સાદિરો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ હેય્યુલ કય્યુમે.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ બાઅદીલ મુબાદે.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ વાએસે રૂતાલેફીન,
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ અલીઉલ કબીરો,
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ કાદેરૂલ વાએદો,
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ હમીદુલ મજીદો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ અવ્વલુલ આખેરો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ બાતેમુઝ ઝાહેરો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ કાદેરૂલ કકુરો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ અઝીમુસ સત્તારો
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ કાદેરૂસ સમદો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ જકીલુલ કફીલો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ હકીમુલ કરીબો.









સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ માલેકીલ કરીમો.
સુ બ્હાનહુકે તઆલાહુ અલ્લાહ મુતઆલુલ હકકો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ બાએસુલ વાએસો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ બાકિમુદ દાએમો
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ ફરોબુલ મવજુદો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ મન્નાનીલ માએબુદે.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ હન્નાનીલ મન્નાનો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ ગનીઉલ મોઅજીઝે.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ રઝઝાફિર રઉફો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ હન્નાનીલ મુસ્તઆનો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ હબીબુસ સુલ્તાનો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ વકિલુલ કફીલો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ કાહેરૂલ મુકતદેરો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ હેય્યુલ મોઝીબો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ અલ્લાહો મુલકરીમો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ સત્તારીલ ઓયુબે,
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ વહહાબુર રફીઓ.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ કબીરૂલ મુતઆલી,
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ સાદેકુલ વાએદો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ તૈયબુત તાહેરો,
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ વકિલુલ વેહસરો લહુદદીન
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ હય્યુલ બકીઓ.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ વલીઉંન નાસેરો.









સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ સમીઉન બસીરો,
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ કવીયુલ આતમામો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ મેહજોરૂત તાઅજુબો,
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ મો અમેનુલ મોહયમેનો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ હબીબુલ, હમીદો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ માઅબોદુલ મજીદો.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ તબીબુલ ચહહાબો,
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ ખયરૂલ ફાદેલીન.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ ખયરૂલ નાસેરીન,
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ ખયરૂલ હાકેમીના,
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ ખયરૂલ ખાલેફીના,
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ ખયરૂલ મુતઆબેદીના.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ ખયરૂન નાતો નીના,
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ ખયરૂલ અહેરખાના
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ ખયરૂત તાહેરીન.
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ હા ઉલાએ ફી જલુ ફીલ્લાહ
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ વલીઉલ કરીમો,
સુબ્હાનહુકે તઆલાહુ અલ્લાહ વહદહુ લાશરીકો,

સુબ્હાનહુ તઆલા વહોવ અલ હમ્દો લીલ્લાહે, વલમ ચુહા, ઈય્યાકો વલ કાદેરો હય્યુલ બાતેનો, યા મનેવાતો, હય્યુલ લાયસુતો, બે યદેકલ ખયર, ઈન્નકા અલા કુલ્લે શયઈન કદીર,









બકાજુલ ઝલાલે અયુશ ફનાએ હરીકુલ કાદરો કુલ જાહેરો વહોવ કુલજનુંહર અલા ખયરેહી. ઝુલકરીમા, ઈમાતુલ્લાહ, અલાહેય્યો વતરજોકો મનતશાઓ બે ગયરે હીસાબ, અબરેદો બાકિહેય્યો અસ તોહયમના વાવૈતા હોવ અજલીના, અલા કુરઆનીલ મુસતકીમ, વ આજલો કુલ કિતાબ યા બાકેરૂહા, યા કાદેરૂલ્લા, મુતકીના, વ બલાયા મુજલ્લાહા અબુહુલ્લાહો અલા હૈયુલ્લાહો અલા હેય્યુલ કય્યુમે, વ બલાયા મુજલીના, સને તાસીના વ યાસીના, વલ કુરઆનીલ હકીમ, વલેકુમ કલેમાહા, વ મૈંય્યસાઓ વ તાહીય્યાતો ઈમામ તેય્યેબાતા માતરા બાકિઉલ જન્નુના, વ ઈન્નિલ્લાહ અઝરૂન કવાકેબા, યા સમીઉલ્લાહો સતરહુલ્લાયકી હમતીલ વહહાબો કુલ શાહેદીના, હકકે તવરાતા વ જબુરાના વ ઈન્જીલા, વ કુરઆનીલ અજીમે વહહાબાકુલ, હુજજતેના હુકમલ્લાહો અજમઈન, અલાવ બલાયા યા કાદેરોહુ યા વહદહુ વજલ જલાલહુ વજઅલો અલા તઆમુન બહરયના હમ્મીંદના, હમદહુ કલાઅકુવા હનુસ સઆદના મા ફેઉવ્વા, યા અલ્લાહા, યા નાસેરો ઈન્ના વ ગઈવ્વાબલાહો બનીયા વહેલાનો જમાનહું હરૂ મહાલઓ માબ્અસુમાહા હેબુલમાના અતુલ્લાહો મુલલઝીના યા શાકેરૂલ અઝીમ, વાએઝીના, હમ્મુમો, જન્નુના, સલામુન અલા તુહુન ફિલ આલમીન, તાઅફીલના









અલા આફીલના રોજુલના મુસા નાફેઅ લતા અલા અસ્મે રસુલા હુમાઈના અલા અસુરાના મસલોકા મલાએહુ અલ્લાહો બમીનુલ્લાહ ઈમાના, યા સુબ્હાના અબુ હુરેના, વમા કુન્નાલના, અનારી યતીંમો બ સુલ્તાનુલ્લાહ બનલહુન્ના લા ઉલોતા લેમાના અઝીમા, અલા લઝીના જેઆલા કવલે કુરઆના કેતાબુલ અઝીમા, ફવારે કુલ નાલા હમીના અઝીમોહા રીદવા- નુલ્લાહે તઆલા અલયહીમ અજમઈન. કુરઆન જઅલના બરીરના કુરઆન યા અલી યા રસુલુલ્લાહે મુસ્લેમીના અલ્લાહો અલહમ્દો લીલ્લાહે રબ્બીલ આલમીન, અલ્લાહો અલા આખેરીત તાઝેબીના, મુસાવદના હેય્યુલ કમાલે કુલહોવલ્લાહો કુરઆના કોલીલ્લા હુમ્મા યા રકુ હાશીલાએ, રદકુલ બલાએ, અમાયા ખમાહા, અલા અબદહું, ફીલના ખીલના, વ આયતેહુ ફી બની ઈસરાઈલ વ ઈરયાકુલ કફીયા, વ ઈય્યા અકુલ્લાહોલ્લઝીન, કિતાબુલ કુરઆના હો, અલા કવલેહી અલા ખયરે ખલકેહી અલ્લાહો અઝીમા, વતાહેરાતો વલ મેઅરાજો બે રહમેતેકા યા અરહરાહેમીન યા અલ્લાહ તુરુસ સમાવાતે વલ અર્દે યા કરીમો, યા રહીમો યા અલીય્યુલ અઝીમો હક લાએલાહા ઈલલ્લાહો મોહમ્મદુર રસુલીલ્લાહે.









બાજનામાંની ખાસીઅત લખી છે.

એ દોવા બાજુની કહે છે, જે ખુદાતાલા પાસેથી મેહેત્ર જીબરઈલ લાવા છે. એ દોવા લાવીને નબી- સાહેબને સોંપી છે. એ દોવાનો સવાબ કેટલો છે કોઈ જાણતું નથી. એક ખુદાતાલા જાણે છે. એ દોવાની કઉવત બરકતથી જમીન આસમાન થર રહા છે. જે મલાએક ઈજરાઈલ, હુકમ ખુદાતાલાનો લઈને દુનીઆ માંહે જીવ લેવા આવે છે. તે કઊવત બરકત સરવે બાજનામાંની છે. એ દોવા પઢીને તે આવે છે, એ દોવાની કઊવત બરકતથી મેહેત્ર અસરાફેલ; સુર ફુંકે છે. તારે દુનીઆં સરવે ઉઠશે. એ દોવા બાજુની બાજનામું કહે છે. તે ભેસ્તને બારણે લખી છે તે મેહેત્ર જીબરાઈલ કહે છે. હરરોજ એ દોવા વાંચે. તથા સાંભળે. તથા લખીને પોતાની જમણી બાજુએ બાંધે તો ખુદાતાલાએ ફરમાવ્યું છે. તેને ઘોરના અજાબ દુઃખ નહિ થાએ, કાંએ તે જીવ દોજખ પણ નહિં જાએ વળી જે કોઈ સુરતા રાખીને વાંચે, તથા સાંભળે, તેને સાહેબ મહેરબાની કરશે તે વહી જીબરઈલ કહે છે. યા મહંમદ મુસતફા, જે કોએ તમારી ઊમત માંહેથી સરવે ઉમર મધે વાર એક જીવતાં સુધી વાંચે તથા સાંભળે, તેને સાહેબ પેગ-









ખબરને પાસે ઠેકાણે રાખશે. વળી કોઇને દુખ થયું હોએ તો, એ દોવા લખીને ફકત મધ સાથે પીએ તો, તેની દેહીના દુઃખ સરવે જાએ, વળી કોઇને ઘેર ખાતર પડું હોએ તો, એ દોવા લખીને ઘર ઉપર મુકીએ, તો એ દોવાની કઊવત બરકતથી ચોર આવીને આંગણે ઉભો રહે. કદી દુસમનને હાથે આવા હોઇએ તો, એ દોવા પડીએ તો સાહેબ છોડાવે સહી. વળી એ દોવા ફજરની નિમાજ વખતે વાર ત્રણ, તેવા દીન ત્રણ સુધી પડે તો મલાએક જણ સીતેરહજાર તે બંદાની હિફાઝત કારણ ઊભા રહે. તે મલાએક જીબરઇલિ કહે છે, જે કોએ તમારી ઉમત માંહેથી, હરરોજ એકવાર જીવતાં સુધી પડે, તેનો સવાબ લખો છે. તે ખુદા-તાલાએ ફરમાવ્યું છે. તેને ભેસ્ત માંહે એકહજાર શહેર બકસીસ કરશે. એક એક શહેરમાં સીત્ર હજાર ઘર હશે. એક એક ઘર માંહે સીતેર હજાર તખત રચા હસે, એક એક તખતના ઉપર સીત્ર સીત્ર હજાર હુરાં બેઠી હસે. એક એક હુરાંના સીત્રહજાર જાત જાતના મેવા ચીજો ભરી હશે. તે બંદા એકને કાજે તે યા મેહત્ર જીબરઇલ કહે છે. યા મહંમદ મુસ-તફા તમારી ઉમત માંહેથી હરરોજ દસોંદ સાહેબને આપશે. તાર પછી રજખ કરસે. અને એ દોવા હરરોજ વાર એક જીવતાં સુધી પડશે, તે રોજ









ક્યામતને દહાડે પુનમના ચંદરમા જેવા નિરમલા થાશે એમ ખુદાતાલાએ ફરમાલું છે. તે વહી જીબરઈલ કહે છે. જે યા મહંમદ મુસતફા જે કોએ તમારી ઉમત માંહેથી એ બાજુની દોવા વાર અગીઆર દીન એક પરતે, તેવા દીન અગીઆર લગી પડશે. તો તેને વાસતે ખુદાતાલા પોતાનો બુરાખ મોકલસે. તારે હકતઆલા પાસે હઝરત પેગંબર બેઠા હતા. તારે તે વેળાએ મહંમદર રસુલલ્લાએ પુછું છે. યા પાક પરવરદેગાર, એણે બંદે દુનીઆં માંહે કેવી કમાઈ કીધી છે, જે તમે પોતાનો બુરાખ મોકલો છે. તારે ખુદાતાલાએ કહું છે જે, એણે બંદે દુનીઆં માંહે દીન પરતે વાર અગીઆર એ દોવા બાજુની પડી તથા સાંભળી છે તેવા દીન અગીઆર લગી પડી છે. તે જીકર બંદગીને વાસતે ખુદાતાલાએ પોતાના બુરાખ મોકલાવો છે. યા મોહંમદ મુસતફા તે વહી જીબરઈલ કહે છે; જો એ દોવા ડુંગર ઉપર બેસીને પડે તો ડુંગર થરથર ધરૂજે. જો એ દોવા પડી પાણી ઉપર ફુંક નાંખે તો પાણી પાછું ફરે, અને મારગ આપે સહી. એ દોવા જમીન ઉપર બેસીને પડે તો જમીન અજબરૂપી થાએ. એ દુઆ પડે તો ખુદાતાલા મોહેરબાની ઉપર આવીને તે બંદાના કુલ ગુના બકસે. એ દોવાની સફાએત રસુલ પેગંબરે ઘણી ઘણી કીધી છે. એ દોવા જેવી









બીજી દોવા એકે નથી. એ ખુદાઈ બાંણુ કેલાએ છે. તે મેહેત્ર જીબરઈલ કહે છે. યા મહંમદ મુસતુફા જો કોઇ દુસમનને હાથે આવ્યા હઈએ તો એ દોવા પઢીને જાએ તો, ફતેહ કરીને આવે સહી. એ બરકત સરવે એ દોવાની છે. ખાસીએત સંપુરણ છે.

## દોવા રતન નામાની છે.

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહેમાન નરરહીમ

રંજ યા શાહ મનાઈ, સંગ રહો યા સાંઈયા, યા સલાયુન્નાસ, યા દોઆ ઉન્નાસ, યા સખી યા શાહ, યા તો શાહ તું. યા તો માહ તું, યા શાહ તુમ અલી, દુના નહિ યા શાહો શાહ, દિમાગ યા શાહસે હુવા એ હસન, શાહ સે હુવા, યા રતન, યા રતન યા રતન, હક લાએલાહા ઇલ્લિલ્લાહો મોહમ્મદુર રસુલુલ્લાહે.

## રતન નામાની ખાસીએત લખી છે.

જે કોએ દુસમનાઇ કરતો હોય, અને ઘણું દુઃખ દેતો હોય, તો એ દોવા દરરોજ વાર સાત પડે તો તેનો જીલ્યાનો જુલમ બંધ થાએ સહી (૧) વળી કોઈ મોટા માણસ સાથે તથા બુજરગ









પીર પેગંબર સાથે તથા સાહેબ સાથે દોસ્તી કરવા ચાહતો હોય. તો એ દોવા લખી તાવીજ કરી પોતાની જમણી બાજુએ બાંધે તો સાહેબ સરવે. કામ સુધ કરો મેહરબાની ઉપર આવીને, તે બંદાના કુલ ગુના બક્ષે, અને બલા દફે થાએ. બીજું વળી ખુદાતાલા કરે તો ઘા, તીર, બંદુક લાગે નહિ. પાણી તથા આતંસ લોપે નહિ, સાહેબ કરે તો સીત્ર હજાર બલા લોપે નહિ. સુલેમાન પેગંબર એ દોવા દરરોજ વાર એક પઢતા તેમને દોવાની બરકતથી દોલત બુઝુર્ગી પાયા, વળી એ દોવા હરરોજ વાર એક પડે તો તે બંદાના દરદ આજાર હોએ. તો તે સાહેબ આસાન કરે સહી. જે કોએ કામ સાહેબ પાસે માગે તે કામ સાહેબ પુરૂં પાડે સહી. વળી કોઈને નાસુર થયું હોય, તો મીઠા તથા લોબાનનો ધુપ દઈએ. નસકોરી ઉપર અને એ દોવા હરરોજ વાર સાત તેવા દીન સાત લગી પડે. તો તે સાહેબ આસાન કરે સહી, અને આપણાથી રહી ના શકાતું હોય, તો તના નામની નઈ એતે કરી, કાગળ ઉપર પુતળું કરીએ, અને એ દોવા હરરોજ એકવીસવાર તેવા એકવીસ દીન લગી પડીએ અને પુતળા ઉપર ફુંક નાંખીએ તો દુસમનોનો સંહાર થાએ. દુસમનો દફે થાએ, વળી મનમાંહે જાણે જે દુસમન ગયો કરીએ તો









કાગળનું પુતળું પાણી સાથે ધોઈ નાંખીએ તો મુસકેલ આસાન થાય, આરામ ઉપજે સહી,

વળી કોઇનો વાણોતર, ચાકર, ગુલામ, બંદીવાન નાસી ગયો હોય તો એકાંત ઠેકાણે બેસી લોબાનનો ધુપ કરીએ ને એ દોવા હરરોજ વાર સાત પડીએ, તો પાછા ફરીને ઘેર આવે. વળી કોઈએ કામણ કર્યું હોય અને માલમ પડતું ના હોય, તો ધોળા મરગડાની કોટે એ દોવા લખીને બાંધીએ તો જહાં કામણ કર્યું હોય તહાં જઈને મરગડો પગે ખોતરે તો કામણ હોય તો માલમ પડે સહી વળી કોઈ બંદાને આજાર ઘણો હોય તો મોરના પીંછા લઈને ઝાડો નાખીએ. અને એ દોવા હરરોજ વાર સાત પડે તેવા દીન સાત લગી પડીએ, તો સાહેબ આશાન કરે સહી. વળી કોઇની આંખો દુખતી હોય, અને રહી ન શકાય તો મોરનાં પીંછાં લઇ ને ઝાડો નાખીએ અને એ દોવા હરરોજ વાર સાત પડવી, તેવા દીન સાત ઉજાણી નાંખીએ તો સાહેબ આસાન કરે સહી. રતનનામાની ખાસીએત સંપુરણ છે.









# અલીની અરજી

ૐ ફરમાનજી બીસમીલ્લા હરરહમાન નરરહીમ.

યા શાહઅલી (૧) શેર અલી (૨) શાહદાન અલી (૩) મરદાનઅલી (૪) પંજા અલી (૫) આખર અલી (૬) અવ્વલ અલી (૭) આગે અલી (૮) આધારે અલી (૯) ઓધારે અલી (૧૦) અનાયાસે આવે અલી (૧૧) આચારે અલી (૧૨) ઓછી નજરે ભાગે અલી (૧૩) (૪) આભારે અલી (૧૫) અજીમ અલી (૧૬) અજર ટલે ત્યાં આવે અલી (૧૭) અઢારે અલીકા વાસ (૧૮) અઢારે વર્ણમાં વાંપિક અલી (૧૯) કોઈ ના જાણે અલીકી ગલી (૨૦) આણુ ચલે ત્યાં આવે અલી (૨૧) આતન અલી (૨૨) અર્થે અલી (૨૩) આપે અલી (૨૪) સાફી અલી (૨૫) અક્ષર અલી (૨૬) અમ્મર અલી (૨૭) આહારે અલી (૨૮) આલે અલી (૨૯) આવે અલી (૩૦) અહેશાને આવે અલી (૩૧) હયાએ અલી (૩૨) અસીવે અલી (૩૩) વસીલેથી જાએ અલી (૩૪) ઉમ્મેદે અલી (૩૫) ઉજમે અલી (૩૬) કેવળ જ્ઞાન કથે સો અલી (૩૭) ખેવટ અલી (૩૮) ખબરદાર અલી (૩૯) ખભા ઠોકીને તારે અલી (૪૦) ક્ષમા કરે ત્યાં આવે અલી (૪૧) બડાઈથી નાસે અલી (૪૨) એક તો મેં અલી (૪૩) પરવસે અલી (૪૪) ક્રિયાએ અલી (૪૫) કુશાણીએ અલી (૪૬) હસગુીએથી ખશે અલી









(૪૭) યતીમકે પાસ આવે અલી (૪૮) અર્થ લોભકુ ધાએ અલી (૪૯) ત્યાં નહિ આવે અલી (૫૦) આકારે અલી (૫૧) અલીકા જ્ઞાન બિચારો (૫૨) આખર અલી (૫૩) અલીકા ભેદ ભમાવે (૫૪) આગે અલી (૫૫) અલીકી અરજી માંહે રેહવે એ ઘર અલી (૫૬) અલીકા આશન બુઝે, તો સબ કુચ્છ સૂઝે. (૫૭) બુઝ પડે તો સબ કુચ્શ પાવે (૫૮) દુઃખ દારીદ્ર ભાગકર જાવે (૫૯) અમ્મર જુઠ નીકાલ કર દેવે (૬૦) સાચકર બંદગી કીજીએ તો અમ્મર સુખડા પ્રેમે લીજીએ (૬૧) સુખડા હોવે સબ દુઃખ જાવે (૬૨) જો બુઝે આશનકી રાહ, તો પાવે અમર અલીશાહ (૬૩) પેહેલી કીલી હિકમતની કીજીએ (૬૪) એ અલી અમ્મદ ઘરમાં રહીજે (૬૫) દુજી કીલી દાવા દુર (૬૬) અમ્મર અલીકા વરસે નુર (૬૭) ત્રીજી કીલી તન પાક સાકી (૬૮) જો અલી પાસે રેહમત માગી (૬૯) ચોથી કીલી એકે ચંતે (૭૦) પાંચમી કીલી પાંચે વાતો (૭૧) આશ રાખીને કીજે વિન્નતી (૭૨) છઠીના કોલ કરાર તે પાલો (૭૩) સાતની કીલી દર્શન ધ્યાન (૭૪) જો અમ્મર અલીકા વિચારો જ્ઞાન (૭૫) જોઇએ આશન એક ઈમાન (૭૬) આશન અમ્મર કીજે વસ (૭૭) જો આશ રાખે તો પાસે છું (૭૮) દુઃખ જાવે (૭૯) દારિદ્ર જાવે (૮૦) ભૂતકા ભિતર ભાનું (૮૧) શયતાનકા શિર ઉડાંઉ (૮૨) વીરકું ખેદન કરૂં (૮૩) મેલીકું









સુત્રમે ડાલું (૮૪) ચોકીકી ચોકી મેં જાણું (૮૫) દુણા કરે ઉસે ઉભા બાળું (૮૬) બલતા રહેવે (૮૭) અમ્મર બલ્તા (૮૮) અમ્મર જલ્તા (૮૯) અમ્મર દોજખ (૯૦) અમ્મર લોમ (૯૧) ભેરવકે આગે ભીતર ઉઠાઉં (૯૨) શીકોતરીકુ સાંકલ પીનાઉં (૯૩) કુલ બલા જલ ભસ્મ હોવે (૯૪) સબકી અરજી અલીકી આણ (૯૫) સંભારો અરજી સબ દુઃખ ભાજું (૯૬) સંભારો અરજી ન હોવે જાન (૯૭) અરજી ઉપર લાવો ધ્યાન (૯૮) અરજી અલી એમ બોલ્યા બયાન (૯૯) જીવતાં અવતરિયાં ધ્યાન (૧૦૦) સંભારો અરજી અલી એક ઈમાન (૧૦૧) ઈમાનસે આવે અલીકા ભેદ પાવે (૧૦૨) એક વાર વાંચે તો ઈમાન રાખે (૧૦૩) બે વાર વાંચે તો કુલ દુખ ભાંજે (૧૦૪) ત્રણ વાર વાંચે તો કુલ બલા જાએ (૧૦૫) નિર્મલ હૃદય કરો તો અમ્મર થાએ (૧૦૬) અરજી અમારી (૧૦૭) કરણી તમારી (૧૦૮) રાખો જારી તો આવે અલી મુરારી (૧૦૯) જીતો અમરાપુરી સારી (૧૧૦) ઉઘડી બારી (૧૧૧) દોવા દુર કરારી (૧૧૨) ઈકો-તેરસો પરીયા તારીયા (૧૧૩) માયા મોહને મારીયા (૧૧૪) પંચ ભુતને વારીયા (૧૧૫) કરજો અલીની યારી (૧૧૬) કરજો અલીની ઉવારી (૧૧૭) અલી વલી અલ્લાહ સાચા (૧૧૮) એક ખુદા તું (૧૧૯) હક લાએલાહા ઈલ્લલ્લાહો મહંમદુર રસુલીલ્લાહે.









# ગજમુદ્રાનો ઈલ્મ લખ્યો છે.

શરીરની રક્ષા માટે ફરમાનજી બીસમીલ્લા હિરરહેમાન નરરહીમ ગજમુદ્રા સુબ્હાન અલ્લા કાઝીમ જલજલાલહ્ વલેકરામ સીતેર સો કોઠા લોહ કાબાહ બારસે સીતેર પર સાહેબ ધની રખવાળ ખાલક તેરે દરબારમેં બ્રહ્મા નામ રસુલ જહાં માણુસ નામ ઉમરના ભાનું કુલ નાદ નહીં. ભેદ નહી, શબ્દ નહી, ધરતી નહી, આકાશ નહી, દમ નહી, ધમકાર નહી, રીત નહી, કરીત નહી, શક્તી નહી ભક્તિ નહી, રેખામાં રેખામુદ્રા, મહામુદ્રા, ધરતી આકશકી મુદ્રા, ચન્દ્ર સુરજકી મુદ્રા, પવન પાનીકી મુદ્રા, સાત સાહેર નવસે નવ્વાણું નદીયોકી મુદ્રા, અરસકુરસીકી મુદ્રા લોહ કલમકી મુદ્રા, આદમ હવાકી મુદ્રા, નુર નબીકી મુદ્રા, ઈબ્રાહીમ પેગંબર કી મુદ્રા, ઈસ્માઈલ પેગંબર કી મુદ્રા, ઈસ્માઈલકી માતા આજરાકી મુદ્રા, મુસા પેગંબર કી મુદ્રા, મુસા કી માતા સાહેરાકી મુદ્રા, ઈસારૂઅલ્લા કી મુદ્રા, ઈસાહરૂઅલાકી માતા મરીયમકી મુદ્રા, નબી મહંમદ કી મુદ્રા નબી મહંમદકી માતા આમીનાકી મુદ્રા, શાહઅલીકી મુદ્રા, શાહઅલીકી માતા જાહેરાકી મુદ્રા, ઈમામ હસન હુસેનકી મુદ્રા, ઈમામ હસન હુસેન કી માતા ફાતમા કી મુદ્રા,









4 Veda, includes Atharv Ved The Books written by Khuda / Allah. This is not the same as Atharv Ved followed by Hindus

ખુદાતાલા કી મુદ્રા એક લાખ એંસી હજાર પીર પેગંમ્બર કી મુદ્રા, સાત ફીરસ્તોકી મુદ્રા. સુલેમાન દીન દાઉદ પેંગબર કી મુદ્રા, નવનાથ ચૌર્યાસી સીદ્ધ સાદકી મુદ્રા, અષ્ટકુળ પર્વતકી મુદ્રા, નવકુળ નાગકી મુદ્રા, ચારવેદ ચાર કીતાબકી મુદ્રા, કુલ રૂખેસરકી મુદ્રા. અલ્લાહ રાખે જીવ-જીવ મહંમદ રાખે નેહ પેટ રાખે સુલેમાન કર રાખે દાઊદ સીર રાખે સુબ્હાન કાઇના હોવે કોઈ તો ગયા કરે હાથે તે કરે એકજ વાર તેને પડે સીતેર વાર તેની રક્ષા ઈલાહી કરે, છલ કરે, છલ ભેદ કરે, દુઃખ કરે, કુલ કપટ કરે, કુષ્ટ પીડા કરે નાશ કરે વીનાશ કરે તેની કરીમ આરામ કરે તે બેહ ગુને કો ન પડે માર-નાર સંગ વિર હનુમાન વિર રામચન્દ્ર વિર મહેમદા વિર તેને માર માર કરે સંગળો સંસાર પાંચે પીયાલમેસુબ-હાન પાંચે પેંગબર આજ વારો તેની આન આજ બડા હે નબી મહંમદ સુલતાના સત્તાવિસ મલાએક ગની કરે, કરીમ ઉડાવે રહીમ વારે. આજ વારો. તેની ખાન કીયા કીયા સુબહાન નાના નાના સાના સાના થાના થાના તાના તાના આદે કુલ બલા ગુલતાન વેદ સુલેમાન બીન દાઉદકી દુઆઈ નારહે નારહે બંદા દુઆ દુઆ ઇલીમ પેંચે જહા જંગલ બેખાન રહેમ કે ચરન બંબ માસ આઠે ગુણ કઈ કહીયે પીલે જહાં પાકાકુટા ટેક રાખે જહાં, રોગ









ચાલા કીયા કરે જીસકી રક્ષા ઈલાહી કરે મુઠ ચુટ જનભુત ડાકણુ, સાકણુ, ચુળેલ ખવીસ, વિરવિદ્યા ગડ ગુંબડ શિટાટીયા અને પાતીયા બાનુ લાખ પેસાવલ ચોસઠ ખપ્પર જોગણી કુલ બલા ઈલિમની બરકતથી દુર થાય દુર ન થાય તો અલ્લાહ નબીકી આણ વજરતાળા વજર કમાડ વજરે બાંધુ દસેદ્વાર નવનાથ ચોર્યાસી સીદ્ધ કુ સરાફ કુલા નેકી કુલ બલા જલ કર ભસ્મ હોવે અલ્લાહ કી આણ મહંમદકી દુવાઈ કરે રાહ પાંચે સરા પાંચે ચંદ વિર વિર બાન મહાવિર ડાકણ સાકણ સીકોતર જનભુત સબીબલ ખવીસ ખેતર પાળ પુરવેજીયા સુરધન જોગી સટર રબારીયો રગતીયો ભૈરવાવંધા બ્રહ્મા મસાનીરો અગોરી ખેતર પાળ ચોકડી ચામડી જે જુડી જાવડો જાપડી ખુન મસાણી તુર્રીયો મસાણી ચાર જાપડીઓ ટામણ ડુમણ છુતછપટ કુળ કપટ ચારે ચકલે ઘરે બાહેર જે કોઈ હોવે તે કુલ બલા ગજસુદ્રાના ઇલમથી દુર થાય. જહા ન સાહા સાહા મચ્છના સત્યરૂપી બ્રહ્મા સત્ય ધરમની વાચા ફલે જે હરકત તે ગજસુદ્રાના ઈલિમથી સરવે બલા ટળે બરકત નબી મહંમદકી સોહપોળાકો ટાળે હક લાએલાહા ઈલીલ્લાહ મહંમદ રસુલીલ્લાહે સંપુર્ણ ભુલચુક સાહેબ જાણે બંદાખાખ ગુનેગાર સાહેબ ગુણા બક્ષનહાર









# દુઆએ ગંજુલ અર્શ

બિસ્મીલ્લા હિર્રહમા નિર્રહીમ

લા ઇલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનલ મલેકિલ કુદ્દુસ
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનલ અઝીઝીલ જબ્બાર
લા ઇલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનર રહફિર રહીમ
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનલ ગફુરૂર રહીમ
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબહાનલ કરીમીલ હકીમ
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબહાનલ કવીચ્ચીલ વફીય્ય
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબહાનલ લતી ફીલ ખબીર
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનસ સમદિલ માઅ્બુદ
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનલ ગફુરિલ વદુદ
લા ઇલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનલ વકીલિલ કફીલ









લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનર રકીબિલ હફીઝ
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનદ દાઈમિલ કાઈમ
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબ્લાનલ મુહયિલ મુમીત
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનલ હઈયિલ કઈયુમ
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનલ ખાલેકિલ બારિઈ
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનલ અલિયિલ અઝીમ
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનલ વાહિદ દિલ અહદ
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબહાનલ મુમિનિલ મુહયમિન
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબહાનલ હસી બિશ્શાહીદ
લા ઇલાહા ઈલ્લલ્લાહો
સુબહાનલ હલીમિલ કરીમ
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબહાનલ અવ્વ-લિલ કદીમ









લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબહાનલ અવ્વલિલ આખિર.
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબહાનઝ ઝાહેરિલ બાતિન.
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબહાનલ કબીરિલ મુતઆલ.
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબહાનલ કાદિયિલ હાજાત.
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબહાનરર્હમા નિર્રહીમ.
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબહાના રબ્બિલ અરશિલ અઝીમ.
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબહાના રબ્બિયલ અઅલા
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબહાનલ બુરહાનિસ સુલતાન.
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબહાનસ સમીઈલ બસીર
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબહાનલ વાહદિલ કહહાર.
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબહાનલ અલીમિલ હકીમ.









લા ઇલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનસ સત્તારિલ ગફ્ફાર
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનર રહમા નિદ-દઇયાન
લા ઇલાહા ઇલ્લલ્લાહો
સુબહાનલ કબીરિલ અકબર
લા ઇલાહા ઇલ્લલ્લાહો
સુબહાનલ અલીમિલ અલ્લામ.
લા ઇલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનસ સાફિલ કાફી
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનલ અઝીમિલ બાકી
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબહાનસ સમદિલ બ્બાહદ
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનલ રબ્બિલ અર્દિ વસ્સમાવાત
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબહાનલ ખાલિકિલ મખલુકાત
લા ઇલાહા ઈલ્લલ્લાહો
સુબહાનલ મન ખલકલ્લયલિ વન્નહારે
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબહાનલ ખાલિકિર્ ઝઝાકુ









લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબહાનલ ફેત્તાહિલ અલીમ
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબહાનલ અઝીઝિલ ગનિય્ય
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબહાનલ ગફુરિશ શકુર
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનલ અઝીમિલ અલીમ
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાના ઝિલ મુલ્કિ વલમલકુત
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાના ઝિલ ઇઝઝતે વલ અઝમત
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાન ઝિલ હયબતિ વલ કુદરત
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાન ઝિલ કિબરિયાઈ વલજબરૂત
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનસ સત્તારિલ અઝીમ
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનલ આલેમિલ ગયબ
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબહાનલ હમીદીલ મજીદ









લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનલ હકીમિલ કદીમ
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનલ કાદિરિસ સત્તાર
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનલસ સમીઈલ અલીમ
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનલ ગનિચ્ચિલ અઝીમ
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનલ અલ્લા મિસ્સલામ
લા ઇલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનલ મલિકિન નસીર
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબહાનલ ગનીચ્ચીર રહેમાન
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનલ કરીબિલ હસનાત
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનલ વલિચ્ચિલ હસનાત
લા ઇલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનસ સત્તુરિસ સત્તાર
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનલ ખાલિકિન નુર
લા ઇલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનલ ગનિચ્ચિલ મુઅજિઝ









લા ઇલાહા ઇલ્લલ્લાહો

સુબ્હાનલ ફાદિલિશ શકુર

લા ઇલાહા ઇલ્લલ્લાહો

સુબ્હાનલ ગનિય્યીલ કરીમ

લા ઇલાહા ઇલ્લલ્લાહો

સુબ્હાના ઝીલઝલાલીલ મુબીન

લા ઇલાહા ઇલ્લલ્લાહો

સુબ્હાનલ આલેમીલ મુઅલીમ

લા ઇલાહા ઇલ્લલ્લાહો

સુબ્હાનસ સાદિકીલ વઅદ

લા ઇલાહા ઇલ્લલ્લાહો

સુબ્હાનલ હકકીલ મુબીન

લા ઇલાહા ઇલ્લલ્લાહો

સુબ્હાન ઝીલ કુવ્વતીલ મતીન

લા ઇલાહા ઇલ્લલ્લાહો

સુબ્હાનલ કવીય્યીલ અઝીઝ

લા ઇલાહા ઇલ્લલ્લાહો

સુબ્હાનલ અહ્લા ।મલ ગુયુબ

લા ઇલાહા ઇલ્લલ્લાહો

સુબ્હાનલ હય્યીલ્લઝી લાયમુત

લા ઇલાહા ઇલ્લલ્લાહો

સુબ્હાનસ સત્તારીલ ઉયુબ

લા ઇલાહા ઇલ્લલ્લાહો

સુબ્હાનલ ગુફરાનીલ મુસ્તઆન









લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાના રબ્બીલ આલમીન
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનર રહમા નિસ સત્તાર
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનર રહીમીલ ગફ્ફાર
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનલ અઝીઝીલ વહહાબ
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનલ કાદિરીલ મુક્તદિર
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાના ઝીલ ગુફરાનીલ હલીમ
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનલ માલિકીલ મુલ્ક
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનલ બારેઈલ મુસવ્વીર
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનલ અઝિઝીલ જબ્બાર
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનલ જબ્બારીલ મુતકબ્બીર
લા ઈલાહા ઈલ્લલ્લાહો
સુબ્હાનલ્લાહે અમ્મા યસેફુન









લા ઈલાહા ઈલ્લિલ્લાહો
સુબ્હાનલ કુદ્દુસીસ સુબ્બુહ.
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાના રબ્બીલ મલાએકતે વરૂહ.
લા ઈલાહા ઈલ્લિલ્લાહો
સુબ્હાના ઝીલ આલાએ વન્નઅમાએ.
લા ઈલાહા ઇલ્લલ્લાહો
સુબ્હાનલ મલેકીલ મકસુદ
લા ઈલાહા ઈલ્લિલ્લાહો
સુબ્હાનલ હન્નાનિલ મન્નાન
લા ઈલાહા ઇલ્લલ્લાહો આદમ સફીયુલ્લાહ
લા ઈલાહા ઇલ્લલ્લાહો નુહુન નજીયુલ્લાહ
લા ઇલાહા ઇલ્લલ્લાહો ઇબ્રાહીમ ખલીલુલ્લાહ
લા ઈલાહા ઇલ્લલ્લાહો ઈસ્માઈલ ઝબીહુલ્લાહ
લા ઈલાહા ઇલ્લલ્લાહો મુસા કલીમુલ્લાહ
લા ઇલાહા ઇલ્લલ્લાહો દાઉદ ખલીફતુલ્લાહ
લા ઈલાહા ઈલ્લિલ્લાહો ઈસા રૂહુલ્લાહ
લા ઈલાહા ઈલ્લિલ્લાહો મહંમદુર રસુલુલ્લાહ
વ સલ્લલ્લાહુ તઆલા અલા ખયરે ખલકેહી વ નુરે અરશેહી અફદલિલ અંબિયાએ વલ મુરસલીન હબીબેના વ સૈયદેના વ સનદિના વ શફીઈના વ મવલાના મુહંમદિંવ વ અલા આલેહી વ અસહાબેહી અજમઈન બે રહમતેકા યા અર હમરાહિમીન.આમીન.









# દુઆએ ગંજુલ અર્શની ખાસીઅત

રિવાયત છે કે, એક દિવસ આપ સલ્લલ્લાહો અલયહે વસલ્લમ મસ્જિદમાં બેઠા હતા કે અચાનક હઝરત જિબ્રઈલ અલૈયહિસ્સલામ ત્યાં તશરીફ લઈ આવ્યા. અને આ દુઆ આપ સલ્લલ્લાહો અલયહે વસલ્લમને તાલીમ ફરમાવી. અને તેની બેહદ બરકતો અને ફઝીલતો બયાન કરી, પઢવાવાળા-ઓને તુલે અસ્નાદ (લંબાણપૂર્વક)થી તકલીફ થાય છે અને સમય પણ વધારે લાગતો હોવાથી આ દુઆને મુખ્તસર કરી પઢવાવાળાઓને હુસ્ને અકીદત (સુઅકીદત) અને અલ્લાહની મહોબ્બત ઉપર છોડી દેવામાં આવે છે. પ્રસાદીરૂપ થોડું ક લખવામાં આવે છે. હઝરત જિબ્રઈલ અલૈયહિસ્સ-લામે તે બધાજ ફઝાઇલ ઉપરાંત એ પણ ફરમાવ્યું કે આ દુઆએ મુબારક પઢવાવાળાને ખુદાત્આલા ત્રણ ચીજો અતા ફરમાવશે (૧) એની રોઝીમાં બરકત થશે (૨) ગૈબથી રોઝી મળશે (૩) તેના દુશ્મન લાચાર અને ઝલીલ રહેશે.

અને જો કોઈ આ દુઆને પઢતો રહેશે, અથવા પોતાની પાસે રાખશે તો અલ્લાહ તઆલા









તેની ઉપર પ્રત્યેક પળે પોતાની રેહમત નાઝેલ ફરમાવશે. જંગના મેદાનમાં કાફિરોના મુકાબલામાં વિજય-ફતેહ મેળવશે અને સફરથી ખેરો ખુશી સાથે, માલે ગનીમતની સાથે ઘેર પાછો આવશે.

આ દુઆની બરકતથી જાદુ અને શયતાનની શરારત તથા તમામ બલાઓથી જે જમીનથી નીકળવાવાળી યા આસ્માનથી ઉતરવાવાળી હોય તેનાથી રક્ષિત રહેશે.

પ્રથમ વરસાદના પાણીથી આ દુઆને ધોઇને જેના ઉપર જાદુ કરવામાં આવ્યું હોય તેને પીવડાવવામાં આવે તો શિફા થશે. અને જો આ દુઆનું તાવીજ ધોઇને કોઈ એવા શખ્સને દરરોજ પીવડાવવામાં આવે જેની બિમારીથી ડોકટરોએ હાથ ધોઇ નાંખ્યા હોય, ખુદાના ફઝલથી તેને ઘણી જલ્દી શિફા મળશે.

કોઈ બે અવલાદને આ દુઆનું તાવીઝ મુશ્ક તથા કેશરથી લખી દરરોજ એકવીસ દિવસ સુધી પીવડાવવામાં આવે તો ખુદાના ફઝલથી તે સાહેબે ઔલાદ થશે. તેની બરકતથી દરરોજ ખુદાના ફઝલથી એવો ઉચ્ચ દરજ્જો પામે કે બીજા લોકો પણ એ દરજ્જાની ઉમ્મીદ કરે. અને આ દુઆનો પઢવાવાળો કદી રસ્તો નહિં ભૂલે.







## [૨૦૧]

રિવાયત છે કે, એક દિવસ એક કતલના કાબિલ મદીના મુનવ્વરાના હાકિમ-કાઝી પાસે કયદી બનીને આવ્યો. કાઝીએ તેને કત્લ કરવાનો હુકમ આપી દીધો. જલ્લાદે તેના ઉપર ત્રણ વાર તલવારથી વાર કર્યા પરંતુ એના ઉપર તલવારની કોઈ અસર ન થઈ, તેને પાણીમાં ડુબાડી દેવામાં આવ્યો, છતાં તે ન ડુબ્યો મતલબકે દરેક પ્રકારની તદબીર તેને હલાક કરવા માટે અજમાવવામાં આવી પરંતુ બધી તદબીર બેકાર સાબિત થઈ. કાઝીએ આખરે મજબુર થઈ બચી જવાનું કારણ ગુનેહગારથી પુછયું. ગુનેહગારે જવાબમાં જણાવ્યું કે મારી પાસે દુઆએ ગંજુલ અર્શનુ તાવીજ છે. એ દુઆની બરકતથી મને કોઈ પણ તકલીફ પહોંચતી નથી. કાઝીએ એને છોડી મુકાવી ઈનામો ઈકરામથી નવાજ્યો. અને તેની પાસેથી દુઆએ ગંજુલ અર્શનું તાવીજ લઈ લીધું અને હરરોજ તેનો વિર્દ કરતો રહ્યો.

આ બુઝુર્ગતરીન દુઆની કોઈ શું ખુબી બયાન કરી શકે છે જો સાતો આસમાન સાતો જમીનના કાગળ બનાવવામાં આવે તથા તમામ દુનિયાના મહાસાગરોની સાહી બનાવવામાં આવે અને દુનિ-યાના તમામ ઝાડોની કલમ બનાવવામાં આવે અને









તમામ ઝમીન અને આસમાનની મખ્લુક રોઝે અવ્વલથી રોઝે આખિર સુધી આ દુઆની તારીફ ફઝીલત લખતા રહે છતાં પણ આ દુઆની તારીફ ફઝીલત પૂરી થાય એમ નથી. આના ઉપર શક કરનાર બદ નસીબ છે.

## દુઆએ નુર

### બિસ્મલ્લા હિર્રહમા નિર્રહીમ

અલ્લા હુમ્મા યા નુરુ તનવ વરતા બિન્નુરી વન્નુરી વન નુરુ ફિન નુરી નુરૂકા યા નુરૂ. અલ્લા હુમ્મા બારિક અલયના વરફ્અ અન્ના બલા અના યા રઉફુ લબ્બૈક અકરમ લબ્બૈક વરહમ લબ્બૈક વશફ્અ લબ્બૈક વ અગફિર અન્નલ લાહા યબ અસુ મન ફિલ કુબુર અલ્લા હુમ્મરઝુકના ખયરદ દારયની મઅલ કુરબી વલ ઇખલાસિ વલ ઇસતી કામતી બિ લુતફિકા વ સલ્લલ્લાહુ અલા ખયરિ ખલ્કીહી મુહમ્મદીંવ વ આલીહી વ અસ્હાબિહી અજમઈન વસલ્લમ તસ્લીમન કસીરન કસીરા બિ રહમતેકા યા અર્રહમર્રાહિમીન.









## દુઆએ નુરની ખાસીયત

એક દિવસ આપ સલ્લલ્લાહો અલયહે વસલ્લમ મદીના મુનવ્વરાની મસ્જિદમાં તશરીફ ફરમા હતા કે હઝરત જિબ્રઇલ અલૈહિસ્સલામ આપની ખિદમતમાં હાજર થઇ અર્ઝ કરી યા રસુલલ્લાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ખુદા ત્આલાએ આપના ઉપર સલામ મોકલ્યા છે અને આપની ઉમ્મત માટે આ દુઆએ નુરનો તોહફો ઇનાયત ફરમાવ્યો છે. આ દુઆ આગળની (૭) ઉમ્મત માટે મોકલવામાં આવી ન હતી. પરંતુ આપની ઉમ્મત માટે બખ્શીશ ઝરીઓ બનાવી આ દુઆ મોકલવામાં આવી છે, જે કોઇ આ દુઆને પઢશે તેને એક હજાર શહીદો અને સીદીકોનો અને લોહો કલમ, અરશો કુરસી, સાત આસમાન જમીન અને આઠ જન્નતોનો સવાબ અતા કરીશ.

આ દુઆને જો કોઇ શખ્શ પઢી શકતો ન હોય તો તે આ દુઆને પોતાની નઝરથી જુએ અથવા કોઇના પાસે પઢાવી. સાંભળે તો તેને હઝરત ઇબ્રાહિમ ખલીલુલ્લાહ, હઝરત નુહ નજીયુલ્લાહ હઝરત મુસા કલીમુલ્લાહ, હઝરત ઇસા રૂહુલ્લાહ, હઝરત જિબ્રઇલિ, હઝરત મિકાઇલિ, હઝરત ઇસરાફીલ અને હઝરત ઇઝરાઇલિ અલૈહિસ્સલામનો સવાબ અતા ફરમાવીશ, અને યા મુહમ્મદ (સલ્લલ્લાહો









અલયહે વસલ્લમ) આ દુઆ પઢવાવાળાને તથા તેના મા-બાપને બક્ષી આપીશ.

જે મકાનમાં આ દુઆ હશે. એક હઝાર મકાનો સુધી એની બરકત હશે, એ મકાનને આગ તથા તમામ આફતો-બલાઓથી રક્ષણ આપીશ. આ દુઆ પઢનારને જન્નતુલ ફિરદોસમાં આપ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની સાથે રાખીશ.

આ દુઆ પઢવાવાળો જ્યારે મરી જશે તો જિબ્રઇલ અલૈહિસ્લામ એક હજાર ફરિશ્તાઓ સાથે કયામત સુધી તેની પાસે રહેશે. યા મુહમ્મદ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) જે કોઇ મુરદાના કફનમાં આ લખીને મુકી દેશે તો મુનકર-નકીરના સવાલ તે મુરદા ઉપર આસાન થઇ જશે.

આ દુઆને પઢવાવાળો અને પોતાની પાસે રાખવાવાળો રાહત આરામથી દુનિયામાં રહેશે એને મરતી વેળા પોતાનું ઇમાન સલામત લઇને મરસે. અને કયામતના દિવસે આ દુઆ પઢનાર નું મુખડું ચાંદની જેમ રોશન અને નુરાની હશે. એને જોઇ હશ્રની મખ્લુક કહેશે કે શાયદ-કદાચ આ કોઈ પયગમ્બર યા વલી હશે, તો ગયબથી નિદા થશે કે આ નેક બંદો ઉમ્મતે મુહમ્મદ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)માંથી છે અને આ









આ મર્તબો એને દુઆએ નુર પઢવાથી હાંસલ થયો છે.

આ દુઆ પઢનાર કર્જદાર ન રહેશે અને ન કોઇ બિમારીમાં સપડાશે. આ દુઆને પોતાની પાસે રાખવાવાળો બલા-ગમ અને ઝાલિમો ના ઝુલ્મથી હંમેશા આઝાદ રહેશે અને મયદાને જંગમાં તેને ફતેહ મળશે, અલ્લાહ તઆલાના ફઝલો કરમથી બંદૂક, તીર તલવારનો, વાર તેના ઉપર કોઈ પ્રકારની તકલીફ નહિ પહોંચાડી શકે. સફરથી સહી સલામત પોતાના ઘેર પાછો આવે આવશે. હાકેમો સામે સુખરૂ (પ્રફુલ્લિત) રહેસે. આ દુઆની બરકતથી હકક તઆલાની નઝરે રહમત તેના ઉપર થસે.

## અહદનામા

### બિસ્મીલ્લા હિર્રહમા નિર્રહીમ

અલ્લા હુમ્મા ફાતિરસ્સમાવાતિ વલ અર્હિ આલિમલ ગયબી વશશાહાદતિ અનતર-રહમા નુર રહીમ. અલ્લા હુમ્મા ઇન્ની અઅહદુ ઈ-લયકા ફી હાઝિહિલ હયાતિદ દુનિયા. વ-અશહદુ અલ લા ઈલાહા ઈલ્લા અન્તા વહ-દકા લા શરીકા લકા. વ અશહદુ અન્ના મુહમ્મદન અબ્દુકા વ રસુલકા ફલા









તક્રીલની ઇલા નફ્સી ફ ઇન્નકા ઇન તક્રીલની ઇલા નફ્સી તુકરીબની ઇલશ્શરિં વ તુબા ઇદની મિનલ ખયરી વ ઇન્ની લા અત્તકીલુ ઇલ્લા એ રહમતેકા ફજ અલ્લી ઇન્દકા અહદન તુવ ફ ફીહી ઇલા યવમિલ કિયામતે ઇન્નકા લા તુખ્લીફુલ મીઆદ વ સલ્લલ્લાહુ તઆલા અલા ખયરિ ખલકિહી મુહંમદિંવ વ આલેહી વ અસહાબેહી અજમઈન. એ રહમતેકા યા અરહમર્રાહેમીન.

## અહદનામાની ખાસીયત

આપ સલ્લલ્લાહો અલયહે વસલ્લમે ફરમાવ્યું છે જો કોઈ અહદનામાને પોતાની ઝિંદગીમાં એક વાર પઢશે. ખુદાએ ચાહયું તો મરતી વેળા ઇમાન નસીબ થશે. અને તેના જન્નતી હોવાનો હું જામીન છું.

હઝરત અબુબકર (રદીયલ્લાહો તઆલા અન્હો) થી રિવાયત છે કે, મેં આપ સલ્લલ્લાહો અલયહે વસલ્લમથી સાંભળ્યુ છે કે જે કોઇ આ અહદનામાને પોતાની પાસે રાખશે તે સાપ-વિંછીથી અમનમાં રહેશે. (બચેલો રહેશે) અને જાદુ તેના ઉપર અસર નહિ કરે અને કોઈ બિમારને પાણીમાં ઘોળીને પીવડાવવામાં આવે તો શિફા મળે.









હઝરત ખાતુને જન્નત હઝરત ફાતેમા જોહરા (રદીયલ્લાહો તઆલા અન્હા) ફરમાવે છે કે મેં આપ સલ્લલ્લાહો અલયહે વસલ્લમથી સાંભળ્યું છે કે, જે કોઈ આ અહદનામાને શફીઅ લાવે તો તેની હાજત પુરી થાય જો કોઈ અહદનામાને મુશ્ક ઝાફરાનથી લખી પાણીમાં ધોળીને પીએ તો તેની અકલ અને ફહેમ (બુદ્ધિ) માં વધારો થાય અને જે કાંઇ સાંભળે તે યાદ રહે.

અમીરૂલ મુઅમેનીન હઝરત અલી (રદીયલ્લાહો તઆલા અન્હો) થી રિવાયત છે કે, મેં આપ સલ્લલ્લાહો અલયહે વસલ્લમથી સાંભળ્યું છે કે જે કોઇ અહદનામાને પઢી તેનો સવાબ મુરદાને બક્ષી આપે તો તેની કબર પશ્ચિમથી પુર્વ સુધી પહોળી અને પુરનુર હશે (કબ્રમાં નુર-નુર હશે.)

## આયતુલ કુર્સી

### બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

અલ્લાહુ લાઇલાહા ઇલ્લા હુ અલ-હૈયુલ કય્યુમ. લા તઅખુજુહુ સિનતું-વલા નૌમ. લહુ માફિસ્સ-માવાતિ વમા ફિલ અર્દિ, મન ઝલ-લઝી યશ-ફઉ ઈન્દહુ ઇલ્લા બિ ઇઝનિહ. યઅલમુ મા બૈના ઐદીહિમ વમા ખલ્ફહુમ વલા યુહીતૂના બિશૈઇમ-









મિન ઇલ્મિહિ ઇલ્લા બિમા શાઅ, વાસિઆ કુરસિય્યુ હુસ્સમાવાતિ વલ અર્દ, અલા યઊદોહુ હિફ્ઝુહુમા વહુવલ અલિય્યુલ અઝીમ.

( અર્થ : અલ્લાહ છે. તેના સિવાય બીજો કોઈ મઅબૂદ ( પૂજ્ય ) નથી. તે પોતે સજીવ અને બીજાઓને કાયમ રાખનારો છે, તેને ના ઉંઘ આવે ના નિંદ્રા. તેનું જ છે, જે કાંઈ આકાશોમાં અને ધરતીમાં છે. તેના હુકમ વગર કોણ છે જે તેની આગળ સિફારિશ કરે. (તે) જાણે છે જે કાંઈ તેઓની આગળ અને જે કાંઈ તેઓની પાછળ છે અને તેઓ નથી પ્રાપ્ત કરતા તેના ઈલ્મમાંથી પરંતુ જેટલું તે ઈચ્છે છે. તેની કુર્સીમાં આકાશ અને ધરતી સમાયેલાં છે, અને તેની હિફાઝત તેને ભારે પડતી નથી. તેજ છે બુલંદ બળાઈવાળો.

## આયતુલ કુર્સીની ખાસીયત

(૧) હદીસ શરીફમાં છે કે, આયતુલ કુરસી કુરઆને મજીદની તમામ સુરતોની સરદાર છે. જે શખ્સ દરેક નમાઝ પછી આયતુલ કુર્સી પઢશે!તો જન્નતના આઠ દરવાજાઓમાંથી ગમે તે દરવાજામાં થઈ જન્નતમાં દાખલ થઈ શકશે.

(૨) ઇમામ અબ્દુલ આસ (રેહમતુલ્લાહે અલેહ) ફરમાવે છે. કે જે શખ્સ જુમ્આના દિવસે અસરની









નમાજ પછી એકાંતમાં બેસી આયતુલ કુસી સિત્તેર વાર પઢશે તો તે દિલમાં એક સારી કેફીયત પામશે. જો એ સમયે દુઆ કરશે તો તેની દુઆ કબુલ કરવામાં આવશે અને સાથે એ પણ ફરમાવ્યું કે જે કોઈ જુમ્આ યા ગુરૂવારના દિવસે યા સોમવારના દિવસે ૩૧૩ વાર આયતુલ કુસી પઢશે તો તે બેહિસાબ ખુબીઓ મેળવશે.

(૩) શાહ કલીમુલ્લાહ જહાં આબાદી (રેહમતુલ્લાહે અલેહે) ફરમાવે છે કે જે શખ્સ ૩૧૩ વાર આયતુલ કુરસી પઢશે તે ઘણા ફાયદા મેળવશે. આ આયતમાં મોટી અસર છે. કેમકે અમ્બિયાએ મુરસલીન અસ્હાબે બદર અસ્હાબે તાલુતની ગણત્રી પણ આ પ્રમાણે જ હતી.

(૪) અબ્દુલ્લાહ બિન ઉમર (રદીયલ્લાહો તઆલા અન્હો) ફરમાવે છે કે, જે કોઈ દરેક નમાઝ પછી આયતુલ કુરસી પઢશે, તેની રૂહ, અલ્લાહ તઆલા જ કબ્જ કરશે ન કોઇ ફરિશ્તો.









# બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમની ખાસીયત

હઝરત ઉસ્માન બિન અફ્ફાને (રદીયલ્લાહો તઆલા અન્હો) રસુલે ગીરામી (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) થી બિસ્મિલ્લાહના બારામાં દરયાફ્ત કરવામાં આવ્યું. આપ સલ્લલ્લાહો અલયહે વસલ્લમે ફરમાવ્યું કે, એ અલ્લાહ તઆલાના નામોમાંથી એક નામ છે. એ નામ અલ્લાહ તઆલાના ઈસ્મે આઅઝમથી એવી રીતે નજદીક છે આંખની સફેદી અને કાળાશમાં નિકટતા છે.

હઝરત અબૂ સઈદ ખુદરી રદીયલ્લાહો તઆલા અન્હોથી રિવાયત છે કે હુઝુરે અકરમ સલ્લલ્લાહો અલયહે વસલ્લમે ફરમાવ્યું કે હઝરત ઈસાને એમના વાલિદાએ એક આલિમને સુપુર્દ કર્યા (સોંપ્યા) આલિમે હઝરત ઈસા અલૈહિસ્સલામને બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ લખવા કહ્યું. હઝરત ઈસા અલૈહિસ્સલામે (પુછયું) બિસ્મિલ્લાહ શું છે? આલિમે જવાબમાં જણાવ્યું મને ખબર નથી હઝરત ઈસા અલૈહિસ્સલામે કહ્યું કે 'બે' થી મુરાદ બહાએ ઈલાહી છે. અર્થાત :–અલ્લાહની જાત માટે અને સીનથી મુરાદ સનાએ ઈલાહી અને મીમથી મુરાદ મમલાકિયતે ઈલાહી અર્થાત :–અલ્લાહ સૌનો માલિક અને માઅબુદ છે.









એક હદીસ શરીફમાં છે કે કોઇપણ કામ બિસ્મિલ્લાહ વગર શરૂ કરવામાં આવે તો તે કામ અધુરૂ રહી જાય છે. મતલબ તેમાં બરકત નથી થતી, અગર જો જાહેરમાં આમ કરવાથી બુરૂં લાગતું હોય !

દુઆની શરૂઆતમાં અને અંતમાં બિસ્મલ્લાહ પઢવામાં આવી હોય, એ દુઆ રદ થતી નથી.

આપ સલ્લલ્લાહો અલયહે વસલ્લમે ફરમાવ્યું કે મેઅરાજની રાત્રે મને દરેક પ્રકારની જન્નત બતાવવામાં આવી. જેમાં મેં ચાર પ્રકારની નહેરો જોઈ. (૧) સાફ-નિર્મળ પાણીની (૨) દુધની (૩) શરાબે તહુરની (પવિત્ર શરાબ) (૪) શેહદે મુસફ્ફાની (શુધ્ધ મધની) મેં જિબ્રઇલને પુછયું કે આ નહેરો કયાંથી આવે છે ? અને કયાં જાય છે ? હઝરત જિબ્રઈલ અલૌહિસ્સલામે જવાબમાં ફરમાવ્યું કે આ નહેરો હોઝે કૌસર તરફ જાય છે. પરંતુ કયાંથી આવે છે એની મને ખબર નથી. ખુદાથી દુઆ કરો કે આ રહસ્યની પણ ખબર પડી જાય. મેં દરખાસ્ત કરી. એક ફરિશ્તાએ આવી સલામ કરી, અર્ઝ કરી યા મુહમ્મદ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) આંખો બંધ કરો. મેં (આંખો) બંધ કરીને ખોલી તો એવી જગ્યા પર હું હતો જ્યાં









એક ઘુમટ સફેદ મોતીનો અને તેના દરવાજા યાકુતના બનેલા હતા, અને સોનાનું તાળું લાગેલું બંધ હતું, તે એટલું મોટું હતું કે પુરી દુનિયા તેના ઉપર બેસે તો પહાડ ઉપર ચકલી બેઠી હોય. પછી ફરિશ્તાના કહેવાથી મેં તાળાની પાસે જઈ બિસ્મિલ્લાહ પઢી. આથી તાળું તરત જ ખુલી ગયું. હું ઘુમટમાં અંદર ગયો. જોયું તો તેમાં ચાર સ્થંભ છે. દરેક સ્થંભ ઉપર બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહીમ લખેલું છે. (૧) પાણીની નહેર બિસ્મિલ્લાહ ની મીમથી જારી છે. (૨) દુધની નહેર અલ્લાહની હે થી (૩) શરાબની નહેર રહમાનની મીમથી (૪) અને શહેદ (મધ)ની નહેર, રહીમની મીમથી નીકળે છે. બાદ ખુદા ત્આલાએ ફરમાવ્યું કે, આય મુહમ્મદ ! (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) જે કોઈ તારી ઉમ્મતમાંથી આ નામોને યાદ કરશે, અને સાચા દિલથી બિસ્મિલ્લા હિર્રહમા નીર્રહીમ પઢશે તો તેને આ ચારો નહેરોથી સયરાબ ( તૃપ્ત ) કરીશ.

જે કોઈ માણસ બિસ્મિલ્લાહ ને (૧૦૦) સો વાર લખીને પોતાના ખેતરમાં એવી જગાએ મુકી દે કે જ્યાં બેઅદબી ન થવા પામે, તો તે ખેતર તમામ આફતોથી સુરક્ષિત રહેશે. ખેતીવાડી લીલી હરીયાળી રહેશે અને તેમાં બરકત થશે.









# સુરએ અલહમ્દ (સુરએ ફાતિહા)

**અઊઝો બિલ્લાહે મિનશ-શૈતા નિર્રજીમ**

( અર્થ : શૈતાન મરદૂદથી હું અલ્લાહની પનાહ માગું છું. )

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ.**

( અર્થ : હું શરૂ કરૂં છું, અલ્લાહના નામથી જે અત્યંત કૃપાશીલ અને દયાવાન છે. )

**અલહમ્દોલિલ્લાહે રબ્બિલ આલમીન, અર્રહમાનિર્રહીમ, માલિકિ યવમિદ્દીન. ઇય્યાકા નઅબુદુ વ ઇય્યાકા નસ્તઈન. ઇહદિનસ્સિરાતલ મુસ્તકીમ, સિરાતલ લઝીના અન્અમ્તા અલયહિમ ગયરિલ મગદુબિ અલહિમ વ-લદ્દાલીન. (આમીન).**

( અર્થ : બધી ખૂબીઓ અલ્લાહને જે બધી દુનિયાવાળાઓનો માલિક છે, ઘણો મહેરબાન રહમતવાળો છે; બદલાના દિવસનો માલિક છે. અમો તને જ પૂજીએ અને તારાથી જ મદદ માંગીએ. ( હે અલ્લાહ ! ) અમને સીધા રસ્તે ચલાવ, તેઓનો રસ્તો જેમના ઉપર તેં એહસાન કર્યો. નહિ કે તેઓનો ( રસ્તો ) જેમના ઉપર ( તારો ) ગઝબ થયો. અને ન ભટકેલાઓનો. )









# સુરએ અલહમ્દની ખાસીયત

સૂરએ ફાતેહાની બુઝુર્ગી બેશુમાર છે. અહિંયા તેની થોડી બુઝુર્ગી બયાન કરવામાં આવે છે. હદીસોથી સાબિત છે કે તૌરત, ઈન્જીલ, ઝબુર અને કુરઆન શરીફમાં કોઈ સુરત એના બરાબર ઉતારવામાં નથી આવી. મતલબ જે બરકત અને અને સવાબ સુરએ ફાતેહામાં છે તે બીજી કોઈ સુરતમાં નથી.

સુરએ ફાતેહા કલામે પાકના $\frac{2}{3}$ ભાગ બરાબર છે. એટલે જે કોઈ એકવાર સુરએ ફાતેહા પઢશે તો તેને $\frac{2}{3}$ કલામે પાક, એટલે વીસ સીપારા પઢવાનો સવાબ મળે છે.

આ સુરતનું નામ સુરએ શિફા પણ છે. આ સુરત મૌતના સિવાય દરેક બિમારી માટે શિફા આપનારી અને દરેક દર્દોની દવા છે. જે શખ્સ આ સુરતને કેટલીકવાર પઢીને સુઈ જશે તો તે દરેક બલાથી મેહફૂઝ રહેશે, અને મોતના સિવાય દરેક ચીજથી અમન મળશે.

તાવના માટે હઝરત ઇમામ જાફર રદીયલ્લાહો તઆલા અન્હોથી મન્કુલ છે કે ૪૦વાર સુરએ ફાતેહા









પઢી પાણી ઉપર દમ કરી તે પાણી તાવવાળાના મ્હોં પર છાંટવામાં આવે જો ખુદાએ ચાહ્યું તો તાવ મટી જશે.

આંખના દર્દ માટે ફજરની સુન્નત અને ફરજની વચ્ચે સુરએ ફાતેહા એકતાળીશવાર પઢી દમ કરવાથી આંખનું દર્દ દુર થઈ જશે. સુરએ ફાતેહા બીજી બિમારીઓ માટે પણ મુફીદ છે, અમલ કરવાવાળો અને દર્દી બંને ખુશ એઅતેકાદ હોય.

રોઝી કમાવવા માટે પાછલી રાતમાં સુરએ ફાતેહા એકતાલીસવાર પઢવાથી વગર મહેનતે રોઝી મળશે. અને પરવદિગારે આલમ તેના માટે રોઝીના દરવાજા ગૈબથી ખોલી આપશે.

જુની-પુરાણી બિમારી માટે ચીનીની રકાબીમાં ગુલાબમુશ્ક અને જાફરાનથી આ સુરતને લખી ધોઇને પીવડાવવાથી ચાલીસ દિવસમાં આરામ થઈ જશે. ઈન્શાઅલ્લાહતઆલા.

સફરે જતી વેળા એકતાળીસવાર સુરએ ફાતેહા પઢી. પોતાને અને પોતાની અહલો અયાલને ખુદાની હિફાઝતમાં સોંપી સફરે જાય તો અલ્લાહ તઆલા તેને સફરમાં દરેક બલા આફતથી મેહફુઝ રાખી સહી સલામત ઘેર લાવશે.









અબુ સઈયિદબિન મુઅલ્લા બયાન કરે છે કે હું એક દિવસ નમાઝ પઢી રહ્યો હતો, કે આપ સલ્લલ્લાહો અલયહે વસલ્લમે મને પોકાર્યો. નમાઝ પુરી કરી હું આપ સલ્લલ્લાહો અલયહે વસલ્લમની ખિદમતમાં હાજર થયો, આપે ફરમાવ્યું કે મસ્જિદથી બહાર જવા પહેલાં તમને કલામે પાકની એક મહાન સુરત બતાવીશ. તે પછી આપ સલ્લલ્લાહો અલયહે વસલ્લમ મારો હાથ પકડી વાતો કરતા ચાલવા લાગ્યા. મેં કહ્યું કે યા રસુલલ્લાહ ! આપે ફરમાવ્યું હતું કે હું તમને કુર્આનની એક બુઝુર્ગતરીન સુરત બતાવીશ. આપે ફરમાવ્યું કે હા. તે તે સૂરત સૂરએ ફાતેહા છે. સબ્એ મસાની અને કુર્આને અઝીમ છે. જે મને અતા કરવામાં આવેલ છે.

શાને નુઝુલ : શરૂઆતમાં જ્યારે આપ સલ્લલ્લાહો અલયહે વસલ્લમ જંગલ તરફ તશરીફ લઈ જતા તો 'યા મુહમ્મદ' ની અવાજ સાંભળતા. આ અવાજ સાંભળી આપ નજર ઉઠાવી આસ્માન તરફ દેખતા તો ઝમીન અને આસ્માનની વચ્ચે એક લટકતા તખત ઉપર નુરાની માણસ ઇન્સાન બેઠેલો જોવામાં આવતો હતો. આ હાલત જોઈને આપ સલ્લલ્લાહો અલયહે વસલ્લમ ભયભિત થઈ જંગલમાંથી પાછા









આવી જતા. કેટલીકવાર આ પ્રમાણે થવાથી આપ સલ્લલ્લાહો અલયહે વસલ્લમે આ વાકેઓ હઝરત ખદીજા રદીયલ્લાહો ત્આલા અન્હાના કાકના દીકરા વરકા બિન નવફીલ જે તૌરેતના ઝબરજસ્ત આલીમ હતા, તેમને કહ્યું. વરકાએ તસલ્લી દઈ આપને જણાવ્યું અય મુહમ્મદ ! તમે ભયભીત ન થાવ. પરંતુ કાન લગાડીને સાંભળો કે એ શું કહે છે ? ત્યાર પછી આપ સલ્લલ્લાહો અલયહે વસલ્લમ જંગલ તરફ તશરીફ લઈ ગયા, અને પહેલાં જેમ યા મુહમ્મદ ! ની અવાજ સાંભળી. આપ સલ્લલ્લાહો અલયહે વસલ્લમે, લબ્બૈક કહ્યું અને સાંભળ્યું કે કેવો આવાજ આવે છે. આવાજ આવ્યો કે અય મુહમ્મદ ! હું જિબ્રઈલ, ખુદાનો ફરિસ્તો છું અને તમે આ ઉમ્મતના નબી છો. પહેલાં કહો અશહદો અલ્લા એલાહા ઈલ્લલ્લાહો વ અશહદો અન્ન મુહમ્મદન અબ્દોહુ વરસુલોહ. હવે પઢો અલહમ્દો લીલ્લાહે રબ્બીલ આલમીન.









# સુરએ ઈખ્લાસ

## બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

**કુલહોવલ્લાહો અહદ. અલ્લાહુસ્સમદ, લમયલિદ વલમ-યુલદ વલમ-ય કુલ્લહુ કુફુવન અહદ.**

(અર્થ : હે મહબૂબ ! તમે ફરવાવી દો. તે અલ્લાહ છે, તે એક અલ્લાહ બેનિયાઝ છે. ના તેની કોઈ ઔલાદ છે અને ના તે કોઈનાથી પેદા થયો. અને ના તેની કોઈ જોડ.)

# સુરતુલ ફલક

## બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

**કુલ અઊઝુ બિ રબ્બિલ ફલકિ, મિનશર્રિ માખલક, વ મિનશર્રિ ગાસિકિન ઈઝા વ-કુ-બ, વ મિન શર્રિન નફ્ફાસાતિ ફિલ ઉ-ક-દિ, વમિન શર્રિ હાસિદિન ઈઝા હ-સદ.**

(અર્થ : હે મહબૂબ ! તમે ફરમાવી દો, હું તેની પનાહ લઉં છું જે સુબ્હ (સવાર) ને પેદા કરવાવાળો છે, તેની સર્વ ખ્લૂકની બુરાઈથી જ્યારે તે ઘુસી જાય. અને તે (જાદુગર) સ્ત્રીઓની બુરાઈથી જે (દોરાની) ગાંઠોમાં ફૂંકો મારે છે અને ઈર્ષા કરવાવાળાની બુરાઇથી જ્યારે તે મારાથી ઈર્ષા કરે.)









# સુરએ નાસ

## બિસ્મલ્લા હિરંહમા નિરંહીમ

**કુલ અઊઝો બિ રબ્બિન્નાસિ, મલેકિન્નાસે, ઇલાહિન્નાસે, મીનશર્રિલ વસ્વાસિલ ખન્નાસિલ્લઝી યુ વસવીસુ ફી સોદુરિન્નાસિ, મિનલ જિન્નતે વન્નાસ.**

(અર્થ : હે મહબૂબ ! તમે ફરમાવી દો, હું તેની પનાહ (આશ્રય હેઠળ) માં આવ્યો જે સર્વ માનવીઓનો રબ્બ છે. સર્વ લોકોનો બાદશાહ, (અને) સર્વ લોકોનો ખુદા છે. તેની (શૈતાન) બુરાઇથી જે દિલમાં બુરા ખતરા નાખે અને દબક રહે છે. તે જે લોકોના દિલોમાં વસવસા પેદા કરે છે. જિન્નાતોમાંથી અને મનુષ્યોમાંથી.)

# સુરએ ફલક અને સુરએ નાસની ખાસીઅત

**(૧) આ બન્ને સુરતોને સવાર-સાંજ ત્રણ ત્રણ વખત પઢનાર તમામ આફતોથી બચતો રહેશે.**









(૨) હઝરત અકબાહ (રદી.) કહે છે કે હુઝુર સલ્લલ્લાહો અલયહે વસલ્લમે મને કહ્યું કે હું તને એવી સુરતો શીખવાડુ઼ં કે જેની મીસાલ ખુદા ત્આલાએ તૌરેત, ઇન્જીલ અને ઝબુરમાં પણ નથી ફરમાવી. મેં અરજ કરી કહ્યું હુઝુર ફરમાવો. હુઝુર સલ્લલ્લાહો અલયહે વસલ્લમે ફરમાવ્યું. કુલહોવલ્લાહો અહદ અને કુલઅઊઝો બેરબ્બિન્નાસ પઢતા રહો.

(૩) હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હુઝુર સલ્લલ્લાહો અલયહે વસલ્લમે કહ્યું કે હરેક ચીઝ જેનાથી પનાહ માંગવાવાળાઓએ પનાહ માંગી, શું હું તમને એ બધાથી સારી ચીજ બતાવું ? મેં અરજ કરી કહ્યું ફરમાવો. હુઝુર સલ્લલ્લાહો અલયહે વસલ્લમે ફરમાવ્યું કે તે કુલ અઊઝો બેરબ્બિલ ફલક અને કુલ અઊઝો બે રબ્બિન્નાસ છે.

(૪) હુઝુર સલ્લલ્લાહો અલયહે વસલ્લમે હઝરત અબ્દુલ્લા (રદી.) ને ફરમાવ્યું કે તમે સવાર-સાંજ ત્રણ ત્રણ વખત સુરએ ઇખ્લાસ અને મુઅવ્વજતયન પઢયા કરો કે જેથી તમારા માટે હરેક વસ્તુ ફાયદાકારક થશે.









## જીન્નતનામું—રચનાર સૈયદ ઈમામશાહ બાવા.

એજી ગોર ઇમામશાહા જ્ઞાનજ બોલીઆ,
અને બોલીઆ તે અમરત નુર;
પાંતી વહેંચી ત્યારે પાસે નહોતા,
નહિ હોતા રે આવાને હજુર ૧.
એજી સંવત પંદરસો પાંચની સાલ,
અને કારતકનું માસ;
તારીખ સતરમીએ જાંમો છુપાવ્યો
પીર હસન કબીરદીન બાપ. ૨
એજી પ્રભાત વેળા જાંમો છુપાવ્યો,
અને તે છુપાવ્યો ઉંચજ નગરમાંએ
ત્યારે જનાજો લઇ ગોરનો ચાલ્યા,
અને ચાલ્યા છે ત્યાંએ. ૩
ત્યારે ગોર ઇમામશાહ કહે સાંભળો.
અને પીતાને જનાજે પાસ
ત્યાં અટકાવી જનાજો એમ બોલ્યા,
અમને પાંતી ન દીધી બાપ. ૪
તારે ભાઇઓ મળીને વીચારીયું,
અને વીચારીયું સરવે સંસાર;
જે પીર ઇમામશાહા ઘેલા થયા,
તે હસાવે લોક અપાર. ૫









એજી સાત ઉંચના લોકજ મળ્યા,
અને મલ્યા તે સરવે સંસાર;
તે રૂમાલ લઇને હસવા લાગ્યા,
તે હસીઆ અનંત અપાર. ૬
સાંભળો ઇમામશાહા ભાઇઓ કહે,
તમને કહીએ તે સાચી વાત;
પણ આ વેળા છે ખરચની,
તમે પાંતી માગો છો આજ. ૭
એમ કરતાં સવાપોર દીન ચડીઓ,
અને રોકીઆ તેણે ઠામ;
ત્યારે લોક સરવે ભુખ્યાં થયાં,
ત્યાં થયો છે એવો કામ. ૮
તારે પીર ઇમામશાહ અરજ કરે,
અને કરીઆ બાપને પાસ;
હવે પીતાજી વીલંબ ન કીજીએ,
અને લોક કરે છે હાંસી ૯
તારે સંધુક માંહેથી સતગોરે,
અને કાઢીયો પોતાનો હાથ.
સંસાર સરવે દેખતાં,
એક તસબી આપી ઇમામશાહને હાથ ૧૦
વળતાં ઇમામશાહ બોલ્યા,
અને મુખેશું એવી વાણ;









એક તસબી લઈ ન જાશું,
પીતાજી કંઈક બીજો આલો પરમાણ ૧૧
તારે જનાજો ફાડી મુખ કાઢઓ,
અને જોયો તે સરવે સાથ.
તારે મુખ માંહેથી સાકર કાઢયા,
તે આપી પીર ઇમામશાહને હાથ ૧૨
તારે લોક સરવે ઇમાન લાવીઆ,
અને લાવીઆ સરવે જમાત;
હવે ગોર ઇમામશાહને માનીએ,
અને માનીએ પુરે ઇમાન. ૧૩
ત્યાંથી જનાજો ઉપાડીયો,
લઈ ચાલ્યા આપણે સ્થાન;
પીર હસન કબીરદીનને દફનાવ્યા,
પોતા તે આપણે મકાન. ૧૪
તારે બીબીયો સરવે રોઈઉં,
અને જમાત રોઈ તેણે ઠામ;
આવી ઈમામશાહને બેસાડીઆ,
અમારી પાંતીનું શું છે નામ. ૧૫
ચાલીસો ત્યાં પીરે પુરો કરીઓ,
અને કરીઓ ઉંચજ માંહે,
ચાલીસો કરીને ચાલીઆ,
અને આવીઆ તે સીંધજ માંહે ૧૬









સીંધ માંહે તો ગોરજી આવીઆ,
અને આવ્યા જુણુ બદીણા માંહે;
જમાત માંહે ગોરજી આવીઆ,
તે બેઠા તે ખાનાં માંહે. ૧૭
ખાનાં માહે જમાત આવીઆ,
અને સાંજની વેલા સાર;
તેણે હાંક મારીને કાઢીઆ,
અને કાઢીઆ ખાનાથી બાર. ૧૮
એજી નવ ફાકા ત્યાં થયા,
અને પુરા તેણે ઠાર;
દસમે ફાકે ગોરજી ચાલીઆ,
તે ચાલીયા ખાનાથી બાર. ૧૯
ત્રણ લાકડીયું ત્યાં ગોરને મારીયું,
અને મારીયું તે પાંસળી માંહે.
તોય ગોરજી બોલીઆ નહિ,
અને દુખ ન લાગો તે દીલ માંહે. ૨૦
એજી તારે જમાત સાથે ગોરજી બોલીઆ,
અને બોલીઆ તેણે ઠામ;
ભાઈ સઇયદ કરીને માનજો,
આપજો પીર હસન કબીરદીનને નામ. ૨૧
ત્યારે જમાત ત્યાં એમ બોલીઆ,
પીર ઇમામશાહાને સાથ,









ગોર હસન કબીરદીન કબુલીઆ નહિ,
તમને પાંતી ન દીધી હાથ. ૨૨
ત્યારે પીર ઈમામશાહા બોલીઆ,
તમે સાંભળો મોમન વીર,
અમે તમ પાસે નથી માગતા;
તમે કાંય થાઓ રે અધીર. ૨૩
ત્યાંથી ગોર કહે અમે ચાલીઆ,
અને ચાલીઆ તે ગામથી બહાર;
ત્યારે પ્રેમજી ખોજો કેડે દોડીઓ
તે આવીઓ છે તતકાર. ૨૪
ત્યારે પ્રેમજી એમ બોલીઓ,
અમ સાથે એવી પેર;
ગોરજી જમી કરીને ચાલજો,
પીર પધારો આપણે ઘેર, ૨૫
ત્યાં હસમુ ફાકું અમે છોડીયું,
અમે પ્રેમજી નામે શીશ;
ત્યારે જમી કરીને પધારીઆ.
અને ઘણી દીધી આશીશ. ૨૬
ત્યાંથી ગોર કહે અમે ચાલીયા,
અને આવ્યા તે ભોમ ગામ માંહે,
એણી વાટે ચાલીઆ,
હવે જાવું શાહાની દરગાએ. ૨૭









ત્યાંથી સતાવીશ ફાકા કાઢીને આવીઆ,
ગોર કહે આવીઆ તે પચ્છમ દેશ;
તારે લુગડા ન મીલે પહેરવાને,
અને ગરીબ અમારો વેશ. ૨૮
તારે અવતાર પાત્ર નુરશાહાનું,
અને સુખી ગુલામ તેના પાસ;
તેને ગોરજી જોઈ કરીને
અને કીધા તાસું બરદાસ ૨૯
સાંભળો સુખી એક વાતડી,
અમે ગરીબ અભીયાગત સાર;
પવિત્ર પાવન તો થાઈએ,
જો દેખાડો શાહનું દીદાર, ૩૦
ત્યારે સુખી ગુલામે નહિ ઓળખ્યો,
કોઈક દીસે છે ગરીબજ સાર
તારે સુખી ગુલામ જ ચાલીઆ,
તે આવીઆ હુજુર મીંજાર ૩૧
હાથ જોડી સુખી ઉભા રહીઆ,
અને કરી છે અરદાસ;
શાહા ગરીબ એકજ આવીઓ,
તેને દીદાર જોવાની આશ. ૩૨
તારે હસી કરી શાહોજી બોલીઆ,
અને સાંભળો સુખી એક વાત;









એ જીવ ઘણો મોરો છે,
તેની ખીદમત કરજો બહુ ભાત ૩૩
તારે અમર માની સુખી આવીઆ,
તેણે ગોરના દીધાં છે માન;
ટોપી શીવીને ગયા વેચવા,
તેનું આણીઓ અન્ન સામાન ૩૪
ટોપી વેચીને લાવીઆ,
તે ભોજન મેવા અંગુર;
સંપત પ્રમાણે લાવીઆ,
તે આરોગ્યા ઇમામશાહ પીર. ૩૫
જમાડયા જુગતે કરી,
તે સંતોશીઆ પીર ઇમામશાહ આપ;
તારે વળતાં સુખી બોલીયા,
કહો નામ તમારો બાપ. ૩૬
ત્યારે પ્રીત દેખી પીર બોલ્યા,
અમે છઇએ તે ગરીબજ જાત;
દીદાર કારણ અમે આવીઆ,
તમે સાંભળો મોરી વાત. ૩૭
તારે સુખી ગુલામે નહિ ઓળખ્યા,
કોઇક ખોજો દીસે છે સાર,
પણ ત્રણ દહાડા સુધી અરદાસ કીધી,
તે દેખાડો શાહાનું દીદાર. ૩૮









ત્રીજે દહાડે ગોરજી બોલ્યા,
અને સાંભળો મુખી એક વાત;
દીદાર કારણ અમે આવ્યા,
થયા ત્રણ દહાડા ત્રણ રાત. ૩૯
અરજ અમારી જઈ કરજો,
અને કેજો બંદગી સલામ;
અનંત સ્તુતિ કરીને કેજો,
જે સૈયદ ઇમામશાહા નામ ૪૦
ત્યારે મુખી ગુલામે જાણ્યુંયો,
એ તો ગોરજીનો અવતાર;
ત્યારે આધીન થઇને વિનતી કરી,
અને કરી સેવા અપાર. ૪૧
ત્યારે મુખી ગુલામ ફરી ચાલ્યો,
તેણે અરજ કીધી છે સાર;
જે સઇયદ ઇમામશાહની વિનતી,
શામી આલો તેને દીદાર. ૪૨
ત્યારે નરહર નુરશાહા બોલ્યા,
અને આવશું તે ગુરુવારે રાત;
અમારો આસન ખાનામાંહે નાંખજો,
ત્યાં દેશું દીદાર અને કરશું વાત. ૪૩
ત્યારે ગુરુવારે રાતે પ્રભુ પધાર્યા,
આવ્યા ત્રણ ભવનના નાથ;









દીદાર કીધા શાહા અલી તણા,
મન થયા રળીયાત. ૪૪
એજી અનંત પ્રકારે આધિન થઇ ઉભા,
અને શાહજીસું કીધા અરદાસ;
હવે મહેર કરો સાચા સાંહીઆ,
હું છું તમારો દાસ. ૪૫
સ્વામી તમને જાણી ઘણી આશાજ અમને,
તો તમે કરાવીઓ દીદાર,
હવે ભવ બંધનથી છુટયા,
અને પામીઆ પેલે પાર. ૪૬
સ્વામી અનંત આશા તમેજ પુરી.
અને હું કરૂ છું અરદાસ,
અમને સ્વર્ગ જોવાનુ કોડ છે,
તમે દેખાડો સ્વર્ગના વાસ. ૪૭
તારે હસી કરી નુરશાહા બોલીયા,
એ કાયા ન પહોંચે કોયે.
એ માટીની કાયા તે કેમ પહોંચે,
બાપ દાદા તમારા જોયે. ૪૮
તારે અરજ કરી ગોર ઉભા રહીયા,
સ્વામી તમે સૃષ્ટિના સરજનહાર
પણ પાંતીનું હક અમે માગીએ,
તેનું દેખાડો સ્વર્ગ દ્વાર. ૪૯









ત્યારે ચંદન વીરતો સાથે દીધા,
તે હતા જીબ્રાઇલનું અવતાર
તે આગળ થઇને ચાલીઆ
અને ગયાં તે સ્વર્ગ મીજાર. ૫૦
ત્યારે ગોર વાટે ગોરજી ગયા,
ત્યાં દીઠો તે અચરત સાર,
એક તો નાગા રૂદન કરે છે,
અને એક તો અગન મીજાર ૫૧
એક તો બાહેર રહી પુકારજ કરે છે,
અને એક તો બેઠા માંહે,
એક તો ભુખે મરે છે,
અને એક તો બેઠા ખાય. ૫૨
તારે હસી કરી ગોરજી બોલીયા
તમે શું કીધા છે કાજ;
તમે જવાબ અમને આપજો,
તમે એમ કાં બેઠા છો આજ ૫૩
એજી ત્યારે તે જમાત ત્યાં બોલીયા,
ગોરજીને કરી પ્રણામ,
કલજુગ માંહે જેણે દાન ન દીધાં,
તે બેઠા છે એણે ઠામ. ૫૪
જેણે ઉઠાસણા નહિ કરીયા,
નહિ દીધાં તે વસ્ત્રના દાન;









નાગા ભુખ્યા તે રહીયા,
તેને મહાદન લાગો નીદાન. ૫૫
ગતગંગા માંહે જે નહિ મળ્યા,
અને મળ્યો તે ગોરની વાટ;
તે જુઠા બહુ રોતા ફીરે,
જે ઉત્તમ ભુલ્રા ઘાટ. ૫૬
જેણે સુતક પાતક નહિ ઉતારીયા,
નહિ મળ્યા તે ધર્મગત માંહે;
તે પુકારે ને તોબા કરે,
તેને મહાદન સુધી ત્યાંએ. ૫૭
જે સતપંથના શીખે નવ ચલ્રીયા.
નવ દીધો તે દસોંદને દાન;
તે ભોજન ક્યાં થકી પામશે,
તે ભુખ્યા મરે છે નાદાન. ૫૮
મહાદન વેળા તેને દુર છે.
અને તાહાં સુધી દુખ સંગાથ;
ફરી માહાદનનું લેખા શાહા લેશે,
ત્યારે શું લઇ જાશે રે સાથ. ૫૯
ચેતનહારા તમે ચેતજો,
અને મારગ છે દોહલો જાણુ
આજ દીઠયું વાતું તમને કહું,
તે સત માનો નીરવાણ. ૬૦









ત્યાંથી ગોર કહે અમે ચાલીયા,
અને આવ્યા તે બીજે ગોર;
ત્યાં એક તો ઢોલીએ પોઢીયા,
અને દીઠા તે જીવ અપાર ૬૧

તે જીવ સર્વે રમઝમ કરે,
અને કરે છે રે આનંદ;
ત્યારે હેતશું હસી ગોર બોલીઆ,
તમે પામીઆ પરમાનંદ ૬૨

શું રે સેવા ભાઈ તમે કરી,
અને શું સત સાધીઓ સાર
જેણે તમે સુખ પામીઆ,
અને દીસો છો અનંત અપાર. ૬૩

ત્યારે તે જીવ તે ત્યાં બોલીઆ,
અને સાંભળો ગોરજી વાત;
અમે પીર હસન કબીરદીન સેવીઆ,
સેવીઆ તમારો તાત; ૬૪

તે સતગોર પરસાદે અમે પામીઆ,
અને રમણ ઝમણ સર્વે આનંદ
જે રોજી પાણી તમારી કાઢે નહિ,
શા હવાલ તેના આજ. ૬૫

કર્તવ્ય જેનાં જેવા હશે,
તે તો તેવા ફળ ખાએ:









તેને માહાદન તો આજથી કહીએ,
તે મહાદન સુધી ત્યાંએ. ૬૬

પીર સોદરદીન પીર હસન કબીરદીન
તેના કહીએ, જે બાપ તમારો જાણુ;

અમલ તમારો જે માને નહિ,
તેને મહાદન આવે નિરવાણુ. ૬૭

ગોર કહે રૂખેસરો તમે સાંભળો,
અને ગોરના જ્ઞાન વિચારી ચાલો;

જે ગોરના જ્ઞાન નહિ માનશે,
તેના તે ખોટા હવાલ. ૬૮

ત્યાંથી ગોર કહે અમે ચાલીઆ,
અને દીઠા છે તે એક દ્વાર;

હીંદુ જીવ તે કહીએ,
તે રહે છે તેણે ઠાર. ૬૯

જેણે જીવે આ જુગમાંહે ક્રિયા કરી,
તે આવીને બેઠા ખાય;

પણ સતપથ માંહે જે ભુલીઆ,
તેનો કાળો મોઢો થાય. ૭૦

સતગોર વિના જે કરણી કરે,
તે તો છેઠે આસમાને જાયે;

તે આખર જાતાં છંણી પડે,
તેની કરણી રદ થાયે. ૭૧









સતપંથ તો સાચો કહાએ.
અને બીજા તે સર્વે ખોટા જાણ;
આલ ઈમામને જો માનીએ,
તો પામીએ સાતમું બેહસ્ત નિર્વાણ ૭૨
ત્યાંથી ગોર કહે અમે ચાલીઆ,
અને આવીઆ તે બીજે દ્વાર;
મુસલમાન જે જીવ કહીએ,
તે બેઠા તેણે રે ઠાર. ૭૩
તેમાં એક જાગે ને એક સોવે
અને એક કરે અરદાસ,
સાચે સદકે જેણે રસુલ માનીઆ,
તે પોતા બેહેસ્ત આવાસ. ૭૪
રસુલનું દીન સાચો કહીએ
જેમાં અલીજીનું અવતાર,
પણ ઓળખ્યા વિના સર્વે કાચો છે.
તેને નહિ થાયે દીદાર. ૭૫
જે જીન ભુત ડેણ ડાકણ કહીએ,
અને દડ વીરનું જાણ,
તે દુનીઆ માંહે ફેરા ફરે છે,
ગોર નરના વચને થયા અજાણ. ૭૬
જેને પીર સતગોર નુર મળ્યા.
અને સલાઉદીન જ જાણ,









પીર શમશદી ગોર તેના કહીએ,
પીર નસીરદીન તેના પ્રમાણ. ૭૭
પીર સાહેબદીન તેના કહીએ,
પીર સોદરદીન તે નામ,
સતગોર કબીરદીન તેના કહીએ.
તેના પીર ઇમામશાહા નામ. ૭૮
અમારી આલ તે તો ગોર કહીએ,
તેને માની મુરીદ જે થાય,
હસોંદ સાહેબજીને આલજો તો,
સુખેથી સ્વર્ગ માંહે જાય; ૭૯
પીર કબીરદીન સાથે તેનું થાશે,
તે દુખી ન થાય લગાર;
માહાદનની માર તેને ન પડે,
તેને સાહેબ દેશે દીદાર. ૮૦
રસુલ દીન તે રસુલ બ્રહ્મા,
શાહા અલીજીની હતી વાર,
તે દાડે જેણે નવ માનીઆ,
તે આજ ઇમાન કેમ આણે ગમાર. ૮૧
તે દાડેથી જુવા પડીઆ,
અને જુવા પડીઆ ત્રાણ ભગ;
તેના ઇમાન અમલ અચ્છા નહિ,
ત્યાં વાત ન કરજો લગાર. ૮૨









સતગોર આપોહી આપજ બ્રહ્મા,
અને છે પીરાણા પાટણ માંહે;
તે દહાડે વરણ કુહ્યા.
તેણે નહિ લાવીઆ ઈમાન. ૮૩

પીર શમ્સ બ્રહ્મા, પીર શમ્સ સાહેબ,
તે શાહા નજફનું અવતાર;
તે દાડે ઈમાન નવ લાવીઆ,
તે ખાલ ઉતારી સાર. ૮૪

શાહા પોતાની ખાલ ઉતારી,
તે નગર મુલસ્તાન માંહે;
ત્યાં જાહેર થઈને ઉભા રહ્યા,
તો એ ન લાવીઆ ઈમાન. ૮૫

પછી અમે ગુપ્તજ કામ કીધા.
અને બ્રહ્મા તે નસીરદીન નામ.
તેના તે પીર સાહેબદીન હુઆ,
તેણે કીધા તે ગુપ્તજ કામ. ૮૬

પીર સોદરદીન પંથ કીધાં.
અને જાહેર તે ખાનાં મકાન.
પહેલા ખાનાં તે આવી કરીઆ,
તે કરીઆ કોટડા ગામ. ૮૭

પીર સુદરદીન જાહેર થયા,
અને હીંદુ કરીઆ મુસલમાન;









ને લુહાણા ફેરવીને ખોજા કરીઆ,
તેને આપ્યો સાચો ઇમાન, ૮૮
ખોજા ગુલામ તે અલીશાહાનું,
અને મુરીદ તે આલનું જાણ;
ત્યાં પંથ સમારી ખાનાં કરીઆ,
અને પીરના બોધ પ્રમાણ. ૮૯
આગળ ખાનું સુરજા રાણીનું કહીએ,
તે ઘણો ગુપ્તજ પ્રમાણ;
સતગોર જ્ઞાન સંભળાવીઆ,
તે કોટડા ગામ માંહે જાણ. ૯૦
કોટડા ગામ તો લાહોર માંહે કહીએ,
અને ત્રીકમ મુખી રહે તેણે ઠામ;
તેણે જાહેર થઇ ઈમાન લાવ્યા,
અને ખોજા ધરાવીઆ નામ. ૯૧
એવા દીન તે ગોરજીના ચાલ્યા,
ત્યારે શ્રી ઇસલામશાહાની વાર,
આજ ઉંચ મુલક જે કહીએ,
ત્યાં અમારો છે ઠાર. ૯૨
તેનાથી પીર હસન કબીરદીન
ગોર હુઆ તેણે દીન કીધો વીસ્તાર;
ઉંચ મુલકથી પ્રબોધીઆ,
તેણે રાખ્યો શાહાસું વેવાર. ૯૩









હીંદુ ફેરવીને તેણે મુસલમાન કીધા,
અને કીધા તે બહુ અપાર;
તેને મુસલમાન કરી ગોરે બોધીઆ,
તેણે રાખ્યો શાહાસું વેવાર. ૯૪

તે વારો હતો શ્રી ઈસ્લામશાહાનો.
બ્રહ્મા તે પીર હસન કબીરદીન જાણુ
અઢાર ફરજંદ તેના કહીએ,
અને સાત હરમ તેના પ્રમાણ ૯૫.

એક તેની બેટી કહીએ,
બાઈ બુઢાઈ તેનું નામ;
જાફરી તેનો મઝહબ કહીએ,
જાફર સાદક કહે ઈમામ. ૯૬

અલીશાહા હમારો દાદો કહીએ,
અને દાદી તે બીબી ફાતમા સાર:
હસન હુસેન શાહાઅલીના કહીએ,
આલ ઈમામ તેનું પરિવાર. ૯૭

રસુલ હમારો નાના કહીએ,
તે અબદલ્લાનું પરિવાર;
બીબી અમીના તેની માતા કહીએ,
તે કહીએ અબદલ્લાની નાર. ૯૮

બીબી ખતીજહ કુબરા નાની કહીએ,
તમે જુઓ તે ઈલમ વિચાર;









સમજુ હશે તે સમજશે,
અને ભુલ્યા મુરખ ગમાર; ૯૯
આલ ઈમામ તેના ગોર જાણજો,
તેનું નામ પીર હસન કબીરદીન જાણ;
ત્યારે નુરશાહાની વાર છે,
એમ બોલીઆ પીર ઈમામશાહ પ્રમાણ ૧૦૦
ત્યાંથી ગોર કહે અમે ચાલીઆ,
અને આવીઆ સાતે આસમાન;
ત્યાં કલક જુગના દેવ બેઠા,
ત્યાં દીઠાં બાપ દાદા જાન. ૧૦૧
ત્યાં પ્રહલાદ હરીશ્ચંદ્ર, યુ.ધષ્ઠિર દીઠા,
પીર સોદરદીન તેના રે સાથ;
પીર કબીરદીન બંદગીમાં દીઠા,
અને તસબી તેના હાથ. ૧૦૨
ત્યાં અમે જઈને ઉભા રહીઆ,
અને બાપને કરી અરદાસ
અતિ કોડે અમે આવીઆ,
જે જોવા સ્વર્ગના વાસ. ૧૦૩
ત્યારે બેટે પ્રીતે એમ બોલીઆ,
પીતા હસન કબીરદીન આપ;
એ માટીની કાયા તે કોઇ ન પોતા,
તમે કેમ આવીઆ બાપ. ૧૦૪









ત્યારે વિનતિ કરી અમે બોલ્યા,
તમે સાંભળો પીતાજી અરદાસ,
અમને નુરશાહાનું હુકમ છે,
જે દેખાડો સ્વર્ગના વાસ. ૧૦૫
ત્યારે પીર હસન કબીરદીને કુંચી આલી,
તે સ્વર્ગ જોવાને કાજ;
લીઓ કુંચી બેટા તમ તણી,
અને જુઓ તે સ્વર્ગનું રાજ. ૧૦૬
ત્યારે કુંચી લઇને અમે ચાલીઆ
અને આવીઆ તે સ્વર્ગને દ્વાર,
ત્યારે દરવાજે નુરી ફીરસ્તા રહે છે,
તે બોલીઆ તેણી જ વાર. ૧૦૭
કોણ તમારા નામો છે,
અને કોણ તમારી જાત;
કુંચી જો અમને આલો,
તો દેખાડું સ્વર્ગનો વાસ. ૧૦૮
પીર ઇમામશાહા અમારા છે,
પીર હસન કબીરદીન અમારા તાત,
નુરશાહાના હુકમે અમે આવીઆ,
અને કુંચી છે અમારે હાથ. ૧૦૯
ત્યારે નુરી ફીરસ્તા સરવે ઉઠીયા,
અને કીધા તે પીરને સલામ,
તમે પીરજી ભલે આવીઆ,
અને જુઓ તે સ્વર્ગનું ઠામ. ૧૧૦









ત્યારે કુંચી લઇને તાળું ખોલ્યું,
અને ખોલ્યા તે દરવાજા ચાર;
સોનાનાં તાળાં ને સોનાની કુંચીયું,
એવા છે સ્વર્ગના દ્વાર. ૧૧૧
સોનાની સાંકળીયું સોનાનાં નકુચાં
હીરા મોતી માંહે જડતર શણગાર;
ચોકે સૂરજ એમ જડીઆ,
તે જડીઆ અપરમપાર. ૧૧૨
સોનાના બારણા ને સાંખું રૂપાનીઉં,
ચાંઠે જડતર હીરા જાણ;
સોનાના દરવાજા કહીએ,
તેમાં ચોકે મોતી પરમાણ. ૧૧૩
દરવાજે ચારે સહસ્ત્ર સુરજ રહે,
અને ચંદ્રમાનું નહિ પાર;
એક ત્યાં માણસ જડીઓ,
તેનું અજવાળો જે ચોધાર. ૧૧૪
દરવાજે માંહેથી મેહેલે પધારીઆ,
ત્યાં સોનાની ઇંટું કહીએ;
કસ્તુરીના ગારા તે તણા,
તે દસોંદ વિના નવ લહીએ. ૧૧૫
તે ભીંત હીરા રતન જડીઆ,
અને જડીઆ તે અનુપમ સાર;









ત્યાં પોતાને કારણે શેરડી કહીએ,
તે સાથે ઈંદું છે અપાર. ૧૧૬
ત્યાં સોના કેરા મોભીઆં કહીએ,
અને રૂપાની વળીયું સાર;
ઉપર સરવે હીરા જડીઆ,
તે જડત્ર દીસે દ્વાર. ૧૧૭
ત્યાં સોનાનાં નળીઆં કહીએ,
તેની જોત અપારજ જાણ.
ઓશરી તણી એવી જુગતી કહીએ,
તેનું નુર છે નિરવાણ. ૧૧૮
ઓશરી મેલી અમે ચાલીઆ,
ત્યારે પેઠા તે મીંદર માંહે;
ત્યાં એક એક ઘરની એવી જુગતી,
જેની વખાણ તે કહી ન જાય. ૧૧૯
એક એક ઘરમાં રૂપાના ઢોલીઆ,
તેનું તેજ અતિ પ્રકાશ;
તે આગળ ઉભીયું અતિ શોભે.
તે હુરાં દીસે પચાસ. ૧૨૦
તે ઢોલીઆ ઉપર અમે જઈને બેઠા,
તે અલી નબીની આલ;
ત્યારે હુરૂં તે લાગીયું પુજવા,
ગોરજી કેવા તે થાશે હવાલ.૧૨૧









પાનનાં બીડાં તેના હાથમાં,
અને કરે કંથની આશ;
જે ક્યાં થકી કંથ પધારશે,
જેને દઇએ પાન મુખવાસ.૧૨૨
ત્યારે હસી અમે બોલીઆ,
તમે સાંભળો હુરાં પચાસ;
કંથ તમારા આવશે તે,
પુરી કરશે તમારી આશ. ૧૨૩
દુનીઆ માંહે જે કરણી કરશે,
તે તમારા થાશે ભરથાર;
તેને સંગે તમે શોભશો,
ત્યારે સજો રંગ રૂપ અપાર. ૧૨૪
તે ઢોલીઆ સાંભળો મુનીવરો,
હું કહું તેનું શું વીચાર;
સોનાના તેના પાયા કહીએ,
અને રૂપાની ઈસું શોભાદાર.૧૨૫
તે હીરની દોરીએ વણાવીઆ,
અને કહીએ તેનું રૂપ અપાર;
તેને નુરના વીછાણા શોભતા,
તેના પલંગપોશ છે ચાર. ૧૨૬
ચાર પાઇએ ચાર રતન જડીઆ,
તેનું તેજ જોત છે ચોધાર.









એક એક મલાએક ત્યાં ઉભો છે,
તે છાંટે છે વીછાણા ૧૨૭

ત્યાં દીવ કસ્તુરીના વાહ જ વાય,
અને રાતીઆ અંબર વરસાય;
ત્યાં બોક (ખુશ્બો) તે બહુ હશે અપાર
જય જય કાર ત્યાં થાય. ૧૨૮

ચાર ચાર ચોક તેનાં સોળ દરવાજા
તે સહુના સરખોર સાર,
એવા એવા મોલ ત્યાં કહીએ,
તેમાં ઓછો નહિ રે લગાર ૧૨૯

ત્યાં સતર હુરાંઉ સૂરજ રંગની,
સતર ચંદ્ર રંગની સાર,
ચાર ચાર દેવ કન્યાઓ જે કહીએ,
તેમાં એક અરધ અંગની શીલદાર ૧૩૦

પાંચસો કુંવર નુરાની દીઠા
તે રહે છે ચોધાર,
હુરાઉં પચાસ તે પામશે,
કુંવર તેના હોશે નીરધાર. ૧૩૧

ત્યાં ગોર કહે અમે ચાલીઆ,
અને આવીઆ તે બાર આવાસ,
એક ત્યાં વૃક્ષ દીઠો,
બીજા ચાર તેના પાસ. ૧૩૨









ત્યાંથી ગોર કહે અમે ચાલ્યા;
અને દીઠા તે હોજજ ચાર,

એક માંહે તો મધ ભરીઓ,
અને દુજા માંહે ભરીઓ દુધ સાર. ૧૩૩

ત્રીજા માંહે ભરીઓ પાણી અમીનું,
ચોથા માંહે શરાબ તહુરા જેહ,

એ ચારેહી હોજ ભરાઈ રહીઆ,
તે એક એક બંદાને દેહ. ૧૩૪

ત્યાંથી ગોર કહે અમે ચાલ્યા,
અને દીઠો તે વૃક્ષજ એક,

તે વૃક્ષ ઉપર અનંત પંખી છે,
તે ભાત ભાતના અનેક. ૧૩૫

તે વૃક્ષનું નામ કલ્ફ વૃક્ષ છે,
તે હોજ માથે પ્રમાણ,

પાંચ કુરસી નુરાની છે,
તે એક એક બંદાને આપશે સાર. ૧૩૬

ત્યાંથી ગોર કહે અમે ચાલ્યા,
અને આવ્યા તે બાગજ માંહે,

તે બાગની વખાણ સાંભળો મુનીવરો,
તે માંહે મણા નહિ રહી છે કાંહે. ૧૩૭









ત્યાં પાંચસો પચવીશ ઝાડ છે,
તે સુફળ વૃક્ષ છે. પ્રમાણ,
અવર ફળ છે ભાત ભાતના,
તેનું પાર તે કોઈ નવ જાણ. ૧૩૮

તે બાગ માંહેથી અમે આવ્યા,
અને આવ્યા તે કોટ પાસે જાણ,
કોટ તેના આઠ છે,
અને આઠ વજીર પ્રમાણ. ૧૩૯

ચોસઠ તેના કોટ કહીએ,
ત્યાં એક એક મોમન રાજ
તે પાંચચો ગાઉ પહોળા છે,
તે એક એક મોમનને કાજ. ૧૪૦

એકોતર પુરીઆ માઈના કહીએ,
અને એકોતેર પુરીઆ બાપના સાર,
સાત પેઢી સસરાની કહીએ,
ત્યાં એવા સુખ છે અપાર. ૧૪૧

સીતેર હજારને સાતસો,
કોટનું સરવાળો સાર,
એક એક પુરખને એટલો આલે,
તે આલે સ્વર્ગ મીજાર. ૧૪૨









એવો કોટ જોઈને અમે બહાર આવ્યા
ત્યારે અમે થયા ઘણા રળીઆત,
ધન ધન ભાઇ તે મોમોનને,
જેણે સતગોરની માની વાત. ૧૪૩

સ્વર્ગ જોઇ અમે ચાલીઆ,
અને આવીઆ છઠે આસમાન સાર,
તારે બાપદાદા ઘણા રાજી થયા,
ધન ધન પીર ઇમામશાહા અવતાર. ૧૪૪

ત્યાંથી ગોર કહે અમે ચાલીઆ,
આવીઆ પાંચમે આસમાન મીંજાર,
ઈંદ્ર રાજા ત્યાં રાજ કરે છે,
તે રાજ ભોગવે છે બહુ આપાર ૧૪૫

ત્યાંથી ગોર કહે અમે ચાલીઆ,
આવીઆ તે ચોથે આસમાન મીંજાર,
ધ્રુવ તારો ત્યાં રાજ કરે છે,
તે રાજ ભોગવે છે નીરધાર, ૧૪૬

ત્યાંથી ગોર કહે અમે ચાલીઆ,
અને આવીઆ ત્રીજે આસમાન,
નવલાખ જાત તારા ત્યાં રહે,
તે તારા મંડળ જ જાત. ૧૪૭









ત્યાંથી ગોર કહે અમે ચાલ્યા,
અને આવ્યા તે બીજે આસમાન,
ચંદ્રમાનું રાજ છે,
તે ચંદ્ર મંડળ જાણુ. ૧૪૮

ત્યાંથી ગોર કહે અમે ચાલ્યા,
અને આવ્યા તે પહેલે આસમાન.
સુરજ મંડળ તેને કહીએ,
ત્યાં રાજ કરે છે રવી ભાણુ ૧૪૯

ત્યાંથી ગોર કહે અમે ચાલ્યા,
આવ્યા તે મેરૂ પર્વત મીંજાર,
ત્યાં અતિ ઘણી લીલા છે,
શું કરૂં રે વખાણુ. ૧૫૦

ત્યાંથી ગોર કહે અમે ચાલીઆ,
અને આવીઆ તે આપ નગરમાંહે,
ઘેર આપણે આવીને બેઠા,
માતા બીબી નુરકા સતી પાસ. ૧૫૧

પાંચ દહાડા અમે ત્યાં રહ્યા,
અને વળી અમે લીધી વાટ,
હાજરબેગને સાથે લીધા,
તે બંદાને વરસ થયાં સાઠ, ૧૫૨

પીર ઈમામશાહ બોલ્યા,
બોલ્યા જન્નત વાત પ્રકાશ,









જે સાચા થઈને ચાલશે,
તે પામશે એવા વાસ. ૧૫૩

સ્વર્ગ માંહેથી એક ઇંટજ લાવ્યા,
તે રાખી છે જાંબુદ્વીપ મીંજાર;

તખત અમારો ત્યાં જાણજો,
રખે ભુલ્યો તે ગમાર. ૧૫૪

જ્ઞાન ગુણ માંહે જે પુરા થયા,
અને સાચા સતપંથી સોહે;

જ્ઞાન વિચારી જે ચાલશે,
તેના આવા સ્વર્ગે વાસો હોયે. ૧૫૫

ધ્યાન ધ્યાનનું ભેદ લઈ ને ચાલજો,
અને સમજો તે શુધ વીચાર;

જેને અંતર ઉપજે ચેતના,
તે ન આવે ભવ સંસાર. ૧૫૬

ગતમાંહે બેસી પીરશાહાનું નામ લ્યો
અને કરજો તે વેદનું વિચાર,

પીર ભણે ઇમામશાહા સુણો મુનીવરો,
ભાઈ સતી જીવ પામશે મોક્ષ દીદાર. ૧૫૭









Brahma means Prophet Mohammad

## શ્રી સતગોર બ્રહ્મા વાચ્યા વીસટોળ લખ્યો છે.

એક દીન મહંમદ મુસ્તફા સીતેર હજાર સાહેબ બેઠા હતા, ત્યારે એક દિન નબી સાહેબે ઉમતને કહ્યું છે, ભાઈઓ એક દિન ખુદાતાલા કાન હોકર બેઠીંગે તારે અઢારે આલમને પુછાણું થાય છે. ત્યારે ખુદાતાલા ને પેગંબર પુછશે જે તે દાડે સી વધ થાશે, અને રલીઆત થયા અને મોમનને કહું ભાઈઓ જે દાડે નબી સાહેબ મેરાજ ગયા હતા, તે દાડે નજરે દીઠું તે તમુંને સંભળાવું છું. જે દાડો રોજ કયામતનો આવે છે. તે દાડે વીસટોળ નબીની ઉમતના થાશે તારે સરવેને પુછાણું થાએ, સંભાળીને તમે ચાલજો એમ કહીને નબી સાહેબ રોયા ત્યારે ઉમતના હિસાબ થાશે ત્યારે બંદે પુછ્યું જે સાહેબ તમે આવડા શા માટે દોએલા થાઓ છો. તારે નબી સાહેબે કહું જે ભાઈઓ તમે જાણુતા નથી. જે દાડો કયામતનો કેવાએ છે, તે દાડો આગળ આવે છે. તારે નબી સાહેબે કહું છે જે તે દાડો અમને સંભળાઓ. અમે સાંભળવાના ઉમેદવાર છીએ. તારે નબી સાહેબે કહું ને બંદા રોયા. ભાઈઓ તે દાડે વીસટોળ નબીની ઉંમતના

Qayamat, an Islamic element is followed









થાશે, દે દાડે એક પત્ર લખીને આલું નબીનેં, એક પત્ર લખીને મહંમદે આલુ ખુદાતાલાને, તે દાડે વીસટોળ થાશે. તે વીસટોળની વીધ જુજવી પુછાશે, તારે તે જુજવી થાશે. ત્યારે ટોળ આણીને આગળ ઉભો કરો છે. તેની વિધ જુજવી પુછાશે, એમ કહીને નબી રોઆ, તે મુમન બેઠા હતા તે પણ રોયા, તારે નબી સાહેબે કહ્યું છે ભાઈ એ ટોલ ઓગણીસને પુછાણું થાશે, ટોલ એકવીસમાં સરખરૂ થાશે. તારે મેહેત્ર જબરાઈલિને હુકમ હશે, તારે ટોલ એક સરખરૂ થાશે હે, તારે ટોળ એક આણીને હજુર કરો છો.

## ટોળ પહેલો આણીને ઉભો કર્યો છે.

તેના પેટ ફુટાં હશે, તેને આંતરડાં અરધાં પેટમાંથી બારે ધરતી ઉપર ઘસડાંતાં હશે. તારે નબી સાહેબે પુછ્યું જે ભાઇ જબરાઈલ એ બંદો કોણ છે? એણે બંદે મૃત્યુ લોકમાં તેને શું ગુના કીધા છે, જે આવડાં દુઃખ ભોગવે છે. તારે મેહત્ર જબરાઇલે કહ્યું જે સાહેબ વાચા. એ બંદા મૃત્યુ લોકમાં મોમન હતાં, તે દિન એમ વેપાર કરતા હતા; એણે બે તોલાં રાખ્યાં, અને બે માપાં રાખ્યા હતાં, તે લેવાનું મોટું અને આપવાનું નાનુ હતું. ઇણે જાણ્યું જે ચતુર થઇને છેતરૂં છું. ઇણે









સાહેબની બીક ન આણી, તે માટે એને પેટની તજારખ દીધી છે. પચાસ હજાર વરસનો એક દાડો થાશે (૫૦૦૦) એવા સાડા ત્રણ દિવસ લગી અજાબ ભોગવશે, તે વેદ કુરાનમાં લખું છે. તે તમે જાણું છે તમને સાહેબે ફરમાવ્યું છું, તો સંભાળીને ચાલજો ભાઈ મુમનો. (૧) ટોળ પેલો સંપુરણ છે.

## ટોળ બીજો આણીને ઉભો કર્યો છે.

તેના પેટ ઘડા કોઠી જેવડાં હશે, તેમાં વીંછી ને સાપ ભરાં છે, તેના પેટ માંહે કરડે છે, તેની વેદનાએ પડાપડાં ટલવલે છે, તારે નબી સાહેબે પુછ્યું જે, ભાઈ જીબરાઈલ એ બંદા કોણ છે. એણે મૃત્યુ લોકમાં શું ગુના કરે છે, જે આવડાં દુખ ભોગવે છે. ત્યારે મેહત્ર જીબરાઈલે કહ્યું જે સાહેબ વાચા એ બંદા મૃત્યુ લોકમાં મુમન હતા, તે એણે બંદે ગરીબોનો માલ જોર કરીને લીધો છે. એણે બંદે લુંટ ચોરીનો માલ સંઘરો છે. અને વ્યાજ વટાવ કરતા તે લોભે લાગા ઓસરતા નહી, એણે બંદે સાહેબની બીક ના આણી તે માટે એને પેટની તજારખ દીધી છે. જેવો ઓરજર પેટમાં ઉતર્યો છે, તેવી પીડા ભોગવે છે. તેને પચાસ હજાર વરસનો એક દાડો થાશે









(૫૦૦૦) એવા સાડાત્રણ દીવસ લગી પીડા ભોગવે છે. વેદ કુરાનમાં લખ્યું છે, તે તમે જાણો છે. તમને સાહેબે ફરમાવ્યું છે. તે માટે ઉમર થોડી છે. એવું જોઈને ચાલજો ભાઈ સુમનો. (૨) ટોળ બીજો સંપુરણ છે.

## ટોળ ત્રીજો આણીને ઉભો કર્યો છે.

તેના હાથ પગ થડ થકી વાંકાં છે, તે પડાં પડાં ટલવલે છે. તારે નબી સાહેબે પુછ્યું જે ભાઈ જીબરાઈલ એ બંદો કોણ છે. એણે મૃત્યુ લોકમાં શા ગુના કર્યાં છે, જે આવડાં દુઃખ ભોગવે છે.

તારે મહેત્ર જીબરાઈલે કહ્યું સાહેબ વાચા, એ બંદા મરત લોકને વખતે સુમન હતા.તે બીજા સરવે આચાર પાલતા, પણ પાડોશીને ઘણું દુઃખ દેતા, ઇણે રાજ દિવાને માંહે લાંચુ આપે, ને ગરથ જોરે કરીને મરાવા છે. એણે બંદે મારા બંદાને બેઇજ્જત કરાવાં છે. એણે ગરજ લક્ષ્મી વિહોણા કરાવાં છે. ઇણે પગે રાજ દિવાનોમેં ચાલી ગયા છે, તે માટે એને પગની તજારખ દીધી છે. જે કોઈ પડોશીને હાંકલશે ને વળી કકળાવશે. તે તો સાહેબનો ગુનેગાર ચોર છે. પચાસ હજાર વરસનો એક દાડો થશે, એવા સાડાત્રણ દિવસ લગી અજાબ ભોગવશે, તે વેદ કુરાન માંહે લખ્યું છે. તેમને સાહેબે ફરમાવ્યું









છે, તે માટે પડોશીને કટમની પેરે જાણજો, નહિ જાણો તો સાહેબ દોઆ તેની કબુલ નહી કરે. તે માટે જોઇને ચાલજો ભાઈ મુમનો (૩) ટોળ ત્રીજો સંપુરણ છે.

## ટોળ ચોથો આણીને ઉભો કર્યો છે.

તેના હાથ પગ થડ થકી વાકાં ને ઉના ધગ ધગતા માંડા છે, તે ઉપરે ઉભા રાખ્યા છે, ઉભા ઉભા ટલવલે છે, તારે નબી સાહેબે પુછું જે ભાઇ જબરાઈલ આ બંદા કોણ છે. ઇણે મૃત્યુ લોકમાં શા ગુના કર્યા છે, જે આવડાં દુખ પામે છે.

તારે મેહેત્ર જીબરાઇલે કહુ સાહેબ વાચા,એ મૃત્યુ લોકમાં મુમન હતા, તે સરવે આચાર પાલતા પણ માણસોને જુઠી આલ ચડાવતા, તેનાં લોહી ઉકલાવતા, તે માટે એનાં લોહી ઉકલે છે. તે માટે એને હાથ પગની તજારખ દીધી છે. તે માટે મુમન તથા મુમનાંણી લોકોને જુઠી આલ ન ચડાવશો, તો તેને માથે ઘણનો માર પડશે. પચાસ હજાર વરસ (૫૦૦૦૦) નો એક દાડો થાશે. એવા સાડાત્રણ દિવસ લગી અજાબ ભોગવશે. ત્યાં લગી એણી પેરે ઉભા રહે છે. વેદ કુરાનમાં લખું છે તે તમે જાણો છો, તમને સાહેબે ફરમાવું છે, તે









સહી કરી માનજો ભાઇ મુમનો. (૪) ટોળ ચોથો સંપુરણ છે.

## ટોળ પાંચમો આણીને ઉભો કર્યો છે.

તેને જીભુ થડ થકી કાપી નાખીઉં છે, તેને મોઢાંની વાટે લોહીપાસ (૫૩) વેહે તેની વેદનાએ પડા પડા ટલવલે છે. તારે નબી સાહેબે પુછું જે, ભાઈ જીબ-રાઈલિ એ બંદો કોણુ છે, એણે મૃત્યુ લોકમાં શા ગુના કર્યા છે, જે આવડાં દુઃખ ભોગવે છે. તારે મેહેત્ર જીબરાઇલે કહુ સાહેબ વાચા, એ બંદા મૃત્યુ લોકમાં વખતે સુમન હતા, તે સરવે લોકે એણે બંદે ગોર પીરનો પરમેશ્વરની વેલા વખતે નામ લીધાં નહી, તે માટે એને જીભોની તજારખ દીધી છે. પચાસ હજાર વરસ (૫૦૦૦૦)નો એક દાડો થાય છે. એવા સાડાત્રણુ દિવસ અજાબ ભોગવે છે. ઇણે પેરે ઉભા રહે છે વેદ કુરાન માંહે લખું છે. તે તમે જાણો છો તમને સાહેબે ફરમાવું છે, તે માટે જો કોઈ મુમન વેલા વખતે જકર બંદગી નહી કરે વેલા વખત નહી સાચવે, તેને માથે ફરજ છે. તે સહી કરી જાણજો ભાઈ મુમનો. (૫) ટોલ પાંચમો સંપુરણ છે.









ટોળ છઠ્ઠો આણીને ઉભો કર્યો છે.

તેની જીભો ઓઠની પાછળ કાઢીને લગાડી દીધી છે. તે દીવાની પેઠે બળે છે. અને તે પડાપડા ટલવલે છે. તારે નબી સાહેબે પુછ્યું, જે ભાઈ જીબ-રાઈલ એ બંદો કોણ છે. ઈણે મૃત્યુ લોકમાં શા ગુના કર્યા છે. જે આવડાં દુઃખ ભોગવે છે.

તારે મેહેત્ર જીબરાઈલે કહું સાહેબ વાચા, એ બંદા મૃત્યુલોકમાં સુમન હતા. ઈણે બંદે જુઠું બોલીને માણુસની થાપણુ ખાધી છે. તે જુઠું બોલીને મકરી ગયા છે. તે માણુસ પરમેશ્વરનો જાણીને મૂકવા આલી હતી તે માલ ખાઈ નેમ કરી ગયા છે. તે માટે જીભની તજારખ દીખી છે. જેવી થાપણુ ખાધી તેવી પીડા ભોગવે છે. તે માટે જો કોઈની થાપણુ સંઘરો તો પોતાના જીવની પેઠે રાખજો. પોતાના જીવની પેરે જાળવીને પાછી વાળી આલજો જો નહિ આલો તો તેને માથે ફરજ છે. તેને માથે રોજ કયામતને દાડે ઘણું પુછણું છે. વેદ કુરાનમાં લખું છે. તે તમે જાણો છો. તમને સાહેબે ફરમાવ્યું છે, તે સહી કરી માનજો, જાળવીને ચાલજો ભાઈ મોમનો. (૬) ટોલ છઠ્ઠો સંપુરણ છે.









# ટોળ સાતમો આણીને ઉભો કર્યો છે.

તેના લોહી ઉકળે છે, તેને ઈન્દ્રીની વાટે અધ-વચમાં લોહી પાસ (પરૂ) વહે છે. તેની ગંધે કોઈ પાસે ઉભું નથી રહેતું, તારે નબીએ પુછ્યું ભાઈ જીબ્રઈલિ એ બંદા કોણ છે. એણે મૃત્યુ લોકમાં શા ગુના કર્યા છે. જે આવડાં દોહેલાં થાયે છે.

તારે મેહેત્ર જીબ્રઈલિએ કહ્યું સાહેબ વાચા, એ બંદા મૃત્યુ લોકમાં મોમન હતા. સર્વે ક્રીયા આચાર પાળતા પછી અવળું ચાલતા પરસ્ત્રીગમન કરતા. અવળું ચાલતા, પણ તેણે જાણું અમે સવાદ કરીએ છીએ. પણ ગતમાં છાનું રાખું, પણ એ ગુનો ગતમાં ના ઉતરે પણ ગુનો છોડાવી ન શકો તે સંસારમાં ગુનો પ્રગટ કરી ના શકો. એક રાત, એક દીન, એક વેળા, એક પહોર, એક ઘડી, એક પલકના સ્વાદના કારણે પચાસ હજાર વરસનો (૫૦૦૦૦)એક દીન તેવા સાડા ત્રણ દીન એવી પીડા ભોગવે છે. કુરાન કીતાબમાં લખ્યું છે, અને વેદમાં સંભળાવ્યું છે, જો મોમન થઇને એવી ખરાબ સંગત ન કરવા તમને સતગોર કહે છે. (૭) ટોળ સાતમો સંપુરણ છે.

૧૭









ટોળ આઠમો આણીને ઉભા કર્યા છે.

તે સર્વે સ્ત્રીઓનો છે. તેને લોઢાંનાં બાલક અરધાં પેટમાં અને અરધાં બાહેર છે, અને તેની પીડા ઘણી થાય છે, જેમ બાળકનો જન્મ થાએ છે, તે સર્વે પોકાર કરે છે. એવાં બહુ દુઃખો થાય છે. તેની પીડાએ રહેવાતું નથી. તારે નબીએ પુછયું ભાઈ જીબરાઇલ એણે શા ગુના કર્યા છે જે આવડાં દુઃખ થાય છે.

તારે જીબ્રઇલ બોલ્યા એણે જીવે સાહેબની બીક નથી આણી. મૃત્યુ લોકમાં પર પુરૂષની સંગત કરી છે, અને આવળી ચાલી છે. એ કાંઈ ઓસરી નથી, સાહેબની બીક લજા ન કરી, અને કરેલ ગુના પોતાતણું, તે માટે એવી પીડા ભોગવે છે. એક સંસાર મધે જાણીને ચેતીને ચાલજો, તે એવા સવાદને કાજે, એવી નસવાદી પીડા ભોગવે છે. પચાસ હજાર વરસનો (૫૦૦૦૦) એક દીન એવા સાડા ત્રણ દીન સુધી અઝાબ ભોગવે છે. કુરાન કીતાબમાં લખ્યું છે, અને વેદમાં સંભળાવું છે. રખે કોઇ પર પુરુષની સંગતન કરતાં સ્વામી સતગોર અમર કરી કહું છે.









## ટોળ નવમો આણીને ઉભો કર્યો છે.

તેના દાંત મોટા લાંબા છે, અને મોઢામાંથી બહાર નીકળ્યાં છે. અને તે દુરગંધ મારે છે. તેની ગંધે કોઇ પાસે ઉભું નથી રહેતું, તારે નબીએ પુછ્યું ભાઇ જીબ્રાઈ એ બંદો કોણ છે. એણે મૃત્યુ લોકમાં શા ગુના કર્યા છે. જે આવડાં દોહેલાં દુઃખ થાય છે,

તારે મેહેત્ર જીબ્રાઇલ બોલ્યા કે એ મૃત્યુ લોકમાંસુમન હતા. બહુ કળકળીને જુઠું બોલી અસત બોલીનેપૈસા મેળવ્યા અને દારૂ પીતા સતગોર વાચા ના પાળી. એણે સાહેબની બીક ન જાણી તે માટે એને તજારખ દીધી છે. તે કુરાન કીતાબમાં લખ્યું છે. અને વેદમાં સંભળાવું છે. પચાસ હજાર વરસનો (૫૦૦૦૦) એક દિન તેવા સાડા ત્રણ દીન સુધી અઝાબ ભોગવે છે. તેથી ચેતીને ચાલજો સુમન ભાઇઓ સતગોરે કહ્યું છે.

## ટોળ દસમો આણીને ઊભો કર્યો છે.

તેના મોઢાં તો સુવરના સરખાં છે. તે તો નરકે ભર્યા છે. તેની દેહી નરકે ભરી છે તે એણી રીતે ઉભા છે. અને તે પોકાર કરે છે. તારે નબી સાહેબે પુછ્યું છે ભાઇ જીબરાઇલ એ બંદો કોણ









છે. એ બંદે મૃત્યુ લોકમાં શા ગુના કર્યા છે, જે આવડા દુઃખ ભોગવે છે.

તારે મેહેત્ર, જીબરાઇલે કહ્યું સાહેબ વાચા, એ બંદા મૃત્યુ લોકમાં મુમન હતા. તે જ્યારે માણસને કામ પડતો તારે તે માણસની પાસેથી જુઠું બોલીને લાંચ લીધી છે. જુઠું બોલીને ખાધું છે, તે પરમેશ્વરથી બીતા નહિ, તે માટે લગરિક તજારખ દીધી છે. જેવો માલ જુઠું બોલીને ખાધો છે, તેવી પીડા ભોગવે છે. પચાસ હજાર વરસ (૫૦૦૦૦)નો એક દાડો થાશે એવા સાડાત્રણ દીવસ લગી અજાબ ભોગવશે. વેદ કુરાનમાં લખ્યું છે, તે તમે જાણો છો, તમને સાહેબે ફરમાવ્યું છે, જે કોઈ મોમન થઇને જુઠું બોલીને લાંચના પૈસા ખાશે, તે માથે મહાદંન માંહે ઘણું પુછાણું થાશે. તે માટે ચેતીને ચાલજો ભાઇ મુમનો. (૧૦) ટોળ દશમો સંપુરણ છે.

## ટોળ અગીયારમો આણીને ઊભો કર્યો છે.

તેના મોઢાં વાંદરાનાં સરખાં છે. તેની જીભુ બારે લબડે છે. અને પડયાં પડયાં હાંફે છે. અને ખને ટળવળે છે. તારે નબી સાહેબે પુછયું જે ભાઈ









જીબરઈલ એ બંદા કોણ છે, એણે મત્યુ લોકમાં શા ગુના કર્યા છે. જે આવડાં દુ:ખ ભોગવે છે.

તારે મેહેત્ર જીબરાઇલે કહ્યું સાહેબ વાચા, એ બંદા મત્યુ લોકમાં મોમન હતા. પણ પારકી નિંદા ઘણી કરતા, પોંતાનું રૂડું જાણતા, અને પારકું ભુંડું જાણતા, તે માટે લગારેક તજારખ દીધી છે; પચાસ હજાર વરસ (૫૦૦૦૦) નો એક દાડો થાશે, એવા સાડા ત્રણ દિવસ લગી અજાબ ભોગવશે. વેદ કુરાનમાં લખું છું, તે તમે જાણો છો, તમને સાહેબે ફરમાવું છે, તે માટે ચેતીને ચાલજો ભાઇ મોમનો. (૧૧) ટોળ અગીઆરમો સંપુરણ છે.

## ટોળ બારમો આણીને ઊભો કર્યો છે.

એ ટોળ બેરા બોબડાં, આંધળાનો છે,તે પડાપડા ટળવળે છે. તારે નબી સાહેબે પુછ્યું ભાઇ જબ્રઈલ એ બંદા કોણ છે, એણે મૃત્યુ લોકમાં શા ગુના કર્યા છે જે આવડા દુઃખ પામે છે.

તારે મેહેત્ર જબરાઇલે કહ્યું સાહેબ વાચા, એ બંદા મૃત્યુ લોકમાં મોમન હતા. તે સરવે આચાર પાળતા, પણ વેદ શાસ્ત્ર શીખીને સાંભળીને વીસારી મેલાં, જુઠ કરીને જાણતા. તે કેતા જે અમે સરવે જાણું છે, તે અમને સરવે









આવડે છે. તે તો સરવે જુઠ કરી જાણે છે. તે માટે લગારેક તજારખ દીધી છે; જો કોઈ મુમન થઈને વેદશાસ્ત્ર શીખીને વીસારી મેલા, જેને નસવાદ જુઠાં કરીને જાણે છે, તારે એરાં બોબડાંને આંધળાં થાએ છે, તે રોજ કયામતને દાડે ઘણી માર ખાશે, પચાસ હજાર વરસ (૫૦૦૦૦) નો એક દાડો થાશે, એવા સાડા ત્રણ દિવસ લગી અજાબ ભોગવે છે. વેદ કુરાન માંહે લખું છે, તે તમે જાણો છો, તમને સાહેબે ફરમાવું છે. તે માટે ચેતીને ચાલજો ભાઈ મુમનો. (૧૨) ટોળ બારમો સંપુરણ છે.

## ટોળ તેરમો આણીને ઊભો કર્યો છે.

તેને ગળે દોકડાના હારડા ઉના ધગધગતા બાંધ્યા છે. તેની વેદનાએ પડયા પડયાં ટલવલે છે. તારે નબી સાહેબે પુછું જે ભાઇ જીબરાઈલ એ બંદો કોણ છે, એણે મૃત્યુ લોકમાં શા ગુના કર્યા છે. જે આવડા દુખ પામે છે.

તારે મેહેત્ર જીબરાઇલે કહું સાહેબ વાચા, એ બંદા મૃત્યુ લોકમાં મુમન હતા, પણ વ્યાજ વટાવ કરતા, અને દોઢા સવાયા કરતા, તે ખોટો લાભ લેતા. અને ખોટો લાભ ખાતા, તે લોભે લાગા ઓસરતા નહી. તે સાહેબની બીક









આણુતા નહી, તે માટે લગારેક તજારખ દીધી છે. પચાસ હજાર વરસ (૫૦૦૦૦) નો એક દાડો થાશે. એવા સાડાત્રણ દિવસ લગી અજાબ ભોગવે છે. વેદ કુરાન માંહે લખું છે, તે તમે જાણો છો, તમને સાહેબે ફરમાવું છે, તે માટે વ્યાજ વટાવ ને દોઢા સવાયા થકી દુર ચાલજો. ભાઇ મુમનો. (૧૩) ટોળ તેરમો સંપુરણ છે.

## ટોળ ચઉદમો આણીને ઉભો કર્યો છે.

તે ટોળ તો સરવે અ.ખો આંધળાનો છે. તે પડયા પડયા ટલવલે છે. તારે નબી સાહેબે પુછું જે ભાઈ જીબરઇલ એ બંદા કોણ છે, એ બંદે મત્યુ લોકમાં શા ગુના કર્યા છે જે આવડાં દુઃખ ભોગવે છે.

તારે મેહેત્ર જીબરાઈલે કહ્યું સાહેબ વાચા, એ બંદા મૃત્યુ લોકમાં મોમન હતા. એણે વેદશાસ્ત્ર શીખીને જુઠું કરી જાણ્યા, તેણે વિસારી મુકયાં છે. તે નસવાદા કરીને જાણુતા. તે માટે લગારેક તજારખ દીધી છે. પચાસ હજાર વરસ (૫૦૦૦૦) નો એક દાડો થાશે. એવા સાડાત્રણ દિવસ લગી અજાબ ભોગવશે વેદ કુરાનમાં લખું છે, તે તમે









જાણો છો, ને ગમને સાહેબે ફરમાવું છે. તે એણી પેરે ઉભા રહે છે. તમે સહી કરીને જાણજો ભાઈ મુમનો. (૧૪) ટોળ ચઉદમો સંપુરણ છે.

## ટોળ પંદરમો આણીને ઊભો કર્યો છે.

તેના પેટ મોટાં ગોળા જેવડાં છે. તેના પેટમાં હોકડા ઉના ધગધગતા ઘાલે છે, તે વેદનાએ પડપડા ટલવલે છે. તારે નબી સાહેબે પુછું જે ભાઇ જીબરાઇલ એ બંદે મૃત્યુ લોકમાં શા ગુના કર્યા છે જે આવડાં દુઃખ ભોગવે છે.

તારે મેહેત્ર જીબરાઇલે કહું જે સાહેબ વાચા, એ બંદો મૃત્યુ લોકમાં અમલદાર હતા, તે હુકમદાર હતા, તેનું જ્યારે માણસને કામ પડતું તારે વાત લઇને આવતા તારે તેની પાસેથી લાચું લઇને સાચાનું જુઠું કરતા અને જુઠાનું સાચું કરતા એણે બંદે લાંચુના હોકડા પેટ માંહે ઉતારા છે. તેની વેદનાએ પડાપડા ટલવલે છે, તે માટે લગારેક તજારખ દીધી છે. પચાસ હજાર વરસ (૫૦૦૦૦) નો એક દાડો થાશે. એવા સાડાત્રણ દીવસ લગી અજાબ ભોગવશે. વેદ









કુરાન માંહે લખું છે, તે તમે જાણો છો, તમને સાહેબે ફરમાવું છે. જે લાંચુના દોકડા થકી વેગળા રેજો ભાઇ મુમનો. (૧૫) ટોળ પંદરમો સંપુરણ છે.

## ટોળ સોળમો આણીને ઊભો કર્યો છે.

તેની જીભું કાઢીને લોઢાની ધગધગતી ચોટી છે. તેની વેદનાએ પડા પડા ટલવલે છે. તારે નબી સાહેબે પુછયું જે ભાઇ જીબરાઇલએ બંદો કોણ છે. એણે મૃત્યુ લોકોમાં શા ગુના કર્યા છે. જે આવડા દુઃખ ભોગવે છે.

તારે મેહેત્ર જબરાઇલે કહું છે સાહેબવાચા, એ બંદો મૃત્યુ લોકમાં મુમન હતા. પણ જુઠી ગોવાહી પુરતા જેના ન્યાય હતા તેના અન્યાય કરતા, જેના અન્યાય હતા, તેના ન્યાય કરતા. જે અન્યાયી હતા તેને મદદગાર થતા, હાથે પગે લાગતા ગયા, અને જે ન્યાયી હતા તે દિલગીર થયા છે. તે માટે લાગારેક તજારખ દીધી છે. પચાસ હજાર વરસ (૫૦૦૦૦)નો એક દાડો થાશે. એવા સાડાત્રણ દીવસ લગી અજાપ ભોગવશે. વેદ કુરાનમાં લખ્યું છે, તે તમે જાણો છે, તે તમને સાહેબે ફરમાવું છે. તે માટે મુમન થઇને કોઇની જુઠી જુઠી ગોવાહી









પુરશો નહી. જો કોઈ જુઠી ગવાહી પુરશે તો તે રોજ કયામતને દાડે ઘણી માર ખાશે. તે માટે તમે જોઇને ચાલજો ભાઇ મુમનો. (૧૬) ટોળ સોળમો સંપુરણ છે.

## ટોળ સત્તરમો આણીને ઊભો કર્યો છે.

તેના ગળા માંહે ઉના ધગધગતા ગજ ઘાલશે, તેનો શ્વાસ પણ નીકળતો નથી. તેની વેદનાએ પડા પડા ટળવલે છે, તારે નબી સાહેબે પુછું જે ભાઈ જીબરઇલ એ બંદો કોણ છે એણે મૃત્યુ લોકમાં શા ગુના કર્યા છે, જે આવડા દુખ ભોગવે છે.

ત્યારે મેહેત્ર જીબ્રઇલે કહ્યું સાહેબ વાચા, એ બંદો મત્યુ લોકને વખતે મુમન હતા, તે ગર્વ અહંકારની વાતો કરતા, તે સરવેને ના કંઈ કરીને જાણતા, તે સર્વેને કહેતાં જે તમે શું જાણો છો, તે જવાબ કેને દેતા નહિ, તે માટે લગારેક તજારખ દીધી છે, (૫૦૦૦૦) વરસનો એક દાડો થાશે, એવા સાડાત્રણ દીવસ લગી અજાબ ભોગવશે. વેદ કુરા-નમાં લખું છે, તે તમે જાણો છો, તમને સાહેબે ફરમાવું છે, જો મોટાઇ કરશો તો રોજ કયામતને દાડે ઘણી માર પડશે, તે સહી કરી જાણજો ભાઇ મુનનો. (૧૭) ટોળ સત્તરમો સંપુરણ છે.









# ટોળ અઢારમો આણીને ઊભો કર્યો છે.

તેના માથાના બાલ વળીને પાછા પગે તાણી બાંધે છે. તેની કમર વાંકી રહી છે, તે પડાપડા ટળવળે છે. તારે નબી સાહેબે પૂછ્યું જે ભાઈ જીબ્રઇલ એ બંદો કોણ છે, તેને મત્યુ લોકમાં શા ગુના કર્યા છે જે આવડા દુખ ભોગવે છે.

ત્યારે મેહેત્ર જીબરઇલે કહ્યું સાહેબ વાચા એ બંદો મૃત્યુ લોકમાં મોમન હતાં. પણ વખત થાતો ત્યારે કાંઈ આદર કરતા નહી, અને વાતો કરતા, વેપારે વલુધા રહેતા, તે નીંદરા મધે સુઈ રહેતા. તે જાણતા જે અમે ડાયા છું, તે સર્વે અમે જાણીએ છે. તે ગરીબોમાં બેસતાં સુગાતાં, તે માટે લગારેક તજારખ દીધી છે તેને કષ્ટ પચાસ હજાર વરસ (૫૦૦૦) નો એક દાડો થાશે. એવા સાડા ત્રણ દિવસ લગી અજાબ ભોગવશે. વેદ કુરાનમાં લખું છે. તે તમે જાણો છો, તમને સાહેબે ફરમાવું છે જે મોટાઇસું ગુના કરે છે તેને રોજ ક્યામતને દાડે ઘણો માર પડે છે. તે માટે જાળવીને ચાલજો ભાઈ મુમનો. (૧૮) ટોળ અઢારમો સંપુરણ છે.









# ટોળ ઓગણીસમો આણીને ઊભો કર્યો છે.

તેના મોઢામાં ઉના ધગધગતા લોઢાના ગોળા ઘાલ્યા છે. તેની ઝાળના ભડકા ચોફેર નીકળે છે, તેની વેદનાએ પડાપડા ટળવળે છે. તારે નબી સાહેબે પુછ્યું જે ભાઈ જીબરાઈલ એ બંદો કોણ છે, એણે મૃત્યુ લોકમાં શા ગુના કર્યા છે, જે આવડાં દુખ ભોગવે છે.

ત્યારે મેહેત્ર જબ્રઇલે કહ્યું સાહેબ વાચા એ બંદો મૃત્યુ લોકમાં મુમન હતા, અને તે પંડીત હતા, તે સહુ કોઈને શીખામણ દેતા, અવલી પરતે બોધ દેતા, તે સહુ કોને હાકલીને જપ, તપ ધરમ કરાવતા, પણ પોતે કરતા નહી, તે માટે લગારેક તજારખ દીધી છે, પચાસ હજાર વરસ (૫૦૦૦૦) નો એક દાડો થાશે, એવા સાડા ત્રણ દીવસ લગી અજાબ ભોગવશે. વેદ કુરાનમાં લખું છે તે તમે જાણો છો, તમને સાહેબે ફરમાવું છે. જે કોઇ બીજાને જપ તપ ધરમ કરાવશે, અને પોતે નહીં કરે, તે સાહબનો ચોર છે એ કુરાનની વાતો છે, તે સહી કરી માનજો ભાઈ મોમનો. (૧૯) ટોળ ઓગણીશમો સંપુરણ છે.









# ટોળ વીસમો

તારે નબી સાહેબે પુછયું જે, એ ભાઇ જબરાઇલ અમારો વીસમો ટોળ તે કયાં છે? તારે મેહેત્ર જીબરાઇલે કહું સાહેબ વાચા, તમારો વીસમો ટોલ તે નબીના સુધા ખેત્રમાં છે. તમારો વીસમો ટોળ તે ભેસ્તમાં છે. તારે મેહેત્ર જીબરાઇલે ભેસ્તના બારણાં ઉઘાડીને નબી સાહેબને માંહે તેડી ગયા છે. તાંહા ઢોલીઓ સોવણનો ઢાલો છે. તે પલંગ ઉપરે મુમન બેઠા છે. તેના શીર ઉપર સોવણના છત્ર બાંધ્યા છે. તે છત્ર માંહે રત્ન પદારથ ઝળકે છે, તે મોમનને માથે સોવણના મુગટ હીરા જડીત બાંધ્યા છે. તેને સોનાવરણી નુરાણી વસ્ત્ર પેરાવા છે. ને હાથે હીરાજડીત વેળ ઘાલ્યા છે. અને હીરાજડીત કોટે હાર પહેર્યા છે. તાંહા કેટલાક ફિરસ્તા અમરત ફળની થાળ લઇને ઉભા છે. તાહાં કેટલાક ફિરસ્તા અમીના કચોલાં ભરીને જમણી પાસે ઉભા છે. તાહાં કેટલાક ફિરસ્તા નુરની પાટલીઉં લઇને ડાબી પાસે ઉભા છે. તાહાં કેટલાક ફિરસ્તા જમણે પાસે વીજણે વાએ ઢોલે છે. તે મુમનના મોહાં ચંદ્રમાની









જોત સરખાં ઝળકે છે. તારે નબી સાહેબે પુછયું જે ભાઈ જીબરાઈલ એણે મોમને મૃત્યુ લોકમાં શી કમાઈ કીધી છે જે આવડી પદવી પામ્યા છે. તારે મેહેત્ર જીબરાઇલે કહ્યું છે જે સાહેબ વાચા. એ બંદા મૃત્યુ લોકમાં સુમન હતા, સંધ્યા ગાયત્રી સુધા આંકીને રહેતા. એ સુમનને પીર સુરસદની ઓળખાણુ હતી, અને સાહેબ ગોર પીરનું વચન લોપતા નહીં, કીયા આચારને ભૂલતા નહિ પાંચે ઇંદ્રિ વશે રાખા અને ચાર દાન તે દીધાં છે, તારે નબી સાહેબે પુછું જે, ભાઈ જીબરાઇલે કહું સાહેબ વાચા,

(૧) પહેલું દાન તે અત્રીત ભગતની સેવા કરવી. (૨) બીજું દાન તે દસોંદ સાહેબને દરગે દેવી, (૩) ત્રીજું દાન તે ગોર પીરને વચને ચાલવું. (૪) ચોથું દાન તો ઝાઝાં દાન દેવું. મનદાન, તન-દાન, ધનદાન, લજાદાન દીધાં ને પાળે છે, વખત વેળા ચુકયા નહિ કીયા ચાળીશે (૪૦) પાળી છે, ગુરૂ ગતની સેવા ઘણી કરી છે, બંદગી વેળા ચુકયા નહિ. છાની જકર ઘણી કરી છે. કુરાન મેં લખ્યું છે, જે સાહેબ વાએદે દીધો છે તે પાળશે, અઢારે આલમ દુનીઆ દેખતાં રાજ કરાવશે. મોટી ઠકરાઈ









કરાવશે. જે મુમન સાહેબને કાજે દુનિયા દેખતાં આવા સુખ આપશે. તમને સાહેબે ફરમાવ્યું છે. જે નુરના વસ્ત્ર પેરાવશે, અનેક અનેક શણગાર પહેરાવશે, અમરતના કચોળાં ભરી ભરી પાશે, તે આલમ દુનીઆ દેખતાં રાજ કરાવશે. મુમને સાહેબ બોલ વાયદો કીધો છે. તે અમરાપુરમાં વાસ આપશે. ભાઈ મુમનો ઈંદ્ર ઈમામશાહા બોલ્યા છે. વીસ ટોળની હકીકત લખી છે, તે વીસ ટોળની જુજવી હકીક્ત લખી છે, વેદ કુરાનમાં જે નબીની ઉમતના વીસ ટોળ થયા છે, તે માંહે એક ટોળ સરખરૂં થાશે. ઓગણીસ ટોળને હીસાબ માગશે, વેદ કુરાન માંહે લખ્યું છે, તે તમે જાણો છો, તમને સાહેબે ફરમાવ્યું છે. તે સઈ કરી જાણજો ભાઈ મુમનો સતગોર ઈન્દ્ર ઈમામશાહાએ ભાખ્યું છે. (૨૦) ટોળ વીસમો સંપુરણ સહી. એણી રીતે હિસાબ માહદંન માંહે ખુદાતાલા પુછશે.









# ગોર વાણી જ્ઞાન ૧ લું.

રચનાર-સૈયદ ઈમામશાહ

શ્રી સતગોર બ્રહ્મા વાચા,

પીર ઈમામશાહ જ્ઞાન બોલીઆ,
તમે સંભળો મુનીવર ભાઈ,
જો આંહી પ્રગટ ટાણે આવી મળો,
તો વીરા સાચી તમારી કમાઈ. ૧

ભાઈ પ્રગટ ટાણાં જે કહીએ,
જ્યારે ગટપાટની વેળા થાય;
ત્યાં તેત્રીસ કરોડી દેવ આવી મળે,
ત્યાં સાહેબ પોતે રે આય. ૨

ત્યાં જાંખા મેઘા કેનર આવી મળે,
અને ત્યાં આવે કરણ કલ્કના દેવ કરોડ,
જો તેણે ઠેકાણે તમે આવી મળો,
તો વીરા થાશો તેમની જોડ, ૩

ત્યાં સાચે ઈમાને જે કોઇ આવશે,
અને સાચા મુનીવર સોય;
તેના એકોતેરસો સ્વર્ગે સીધારશે,
તેને રાહમાં ન રોકે કોય. ૪







[૨૭૩]

ભાઈ લોક લજ્જા નવ રાખીએ,
અને લજ્જાએ વણસે કાજ,
સગાં કુટુંબી બેની બાંધવા,
તે તો નહિ આવે જીવની સંગાત. ૫
ભાઈ જે બાવન ઘાટી ઉતરી ગયા,
અને જઈ પહોંચ્યા સ્વર્ગ દ્વાર,
તે તો હરખે અમરાપુરીમાં માલસે,
તે જીવ છેહ નહિ પામે લગાર. ૬
ભાઈ શિરકા સાટા કિજીએ,
તો સવા લાખ ગણેરા લખાય;
રાજા હરિશ્ચંદ્રના જેવા ફળ પામસો,
વીરા તેથી અદકેરા લખાય. ૭
ભાઈ દુનિયા દોલત એક પલ છે,
અને તમે લોભે લાગા ભુલી ન જાઓ;
હાથમાંથી હીરો હારીને,
પછે આગળ ક્યાંથી રે પાઓ. ૮
ભાઈ ચાર યુગ ગયા તમને ઢુંઢતા
પણ હજુએ ન લાધો છેહ;
અથર્વવેદને વાયકે ચાલસો,
તો વીરા તેથી નીવેડા થાસે આ ગ્ની દેહે; ૯
ભાઈ કલમો ભણો તમે સતનો,
અને ખરી દશોંદી દેઓ ગોરને આજ;









આજ દશમે ગોરનર આવીઆ,
મુનીવર ભાઈના કરવા કાજ. ૧૦
ભાઈ ચેતી શકો તો ચેતજો.
અને વેળા વહી વહી જાએ;
એ આ હાથે લીધેલાં ફળ રાખજો,
એ ફરી ફરી ફળ નહિ પાઓ ૧૧
ભાઈ સતપંથ સેવો સત ભાવશું,
અને જે મળીઆ સતગોર પીર;
જેણે દર્શન કીધાં પ્રગટ તીરથનાં,
તેના વૈકુંઠે પહોંચ્યા રે જીવ. ૧૨
ભાઈ ત્રણે જુગનાં ત્રણ ટોળ બાંધીઆ,
અને આજ ચોથે પ્રગટ હોએ,
જે જુગ માંહે દીન જગાવીઓ,
તે તો અલી મેંહેદી વીના નહિ કોએ. ૧૩
ભાઈ આપ સમાના સાહેબ કરશે,
અને બાંધસે કાંટા તોલ,
આખરી કસોટી કસાવશો.
તો વીરા પામશો મુલ અમુલ. ૧૪
ભાઈ અમી રસની વેળા તો મોટી છે,
તમે કાયર ન થાઓ મુનીવર ભાઇ,
એ મહાદન વેળાની સંપજ છે.
તમને મુકતીની રાહ જ બતાઈ; ૧૫









ભાઈ ચાલીસ ઇમામ જ્યારે પુરા હશે,
અને અવતાર દશમો લખાય;
અસુરા દાનવને સંહારશે,
તે દઇત્યને શીર મેલસે ગાય. ૧૬
ભાઈ નવે ખંડમાં જેજેકાર હોશે,
અને રૂખેસરને કરાવશે રાજ;
સાહેબની પુજાનાં ફળ તમે પામસો,
તે તમે જાણજો નર આજ. ૧૭
કહે ઈંદ્ર ઇમામશાહા સુણો મુનીવર,
અને તમે વેદ વીચારીને ચાલો;
સાંય ભોંય ભંડારા કીજીએ,
તો તાહાં જઈ અમરાપર મા[illegible]. ૧૮

## ગોરવાણી જ્ઞાન ૨ જું.

સતગોર ઇમામશાહા વાચા,
ભાઈઓ પીર વીના પાર ન પાઈએ,
અને ભણતાં પાંચે વેદ;
જે હાવે લાગા તે દોજખ ગયા.
તે મુરખે ન જાણ્યા સતપંથના ભેદ. ૧
ભાઈ પાંચમો વેદ ઉનાદ સુદ છે.
તેનુ નામ છે રજુવેદ:
ચારે જુગમાંહે ચાર વેદ વરત્યા,
ચોથા કલજુગના સુણો મુનીવર ભેદ. ૨









ભાઈ બે ઈમાની અંધા ભયા,
તેણે ન જાણી સતપંથની વાટ;
જે ઘરોઘર હિંડે છે ઠણકતા;
તે તો મોક્ષ મુગતના નવ પાવે રે ઘાટ. ૩

કાયર મનમાં કંપીઓ
અને બોલે બોધ બે જાર
જે નિંદા કરે ગોર પીરની,
તેણે કમાઈ ખોઈ જુગ ચાર. ૪

આ મુરખ મનમાંહે ન સમજ્યો
અને પર મંદર બેઠો રે જાય;
પતિવ્રતા તે તો વ્યભીચાર ભઈ,
તે તહાં પાલવ કેનો રે સાએ. ૫

એ ધણી વિના તો ધણુ સુના,
તે તો શોભે નહિ રે લગાર;
શોહગણ હોતી તે તો દોવાગણ ભય,
તેનો ધણી નહિ કરે સંભળ સાર. ૬

કુડો મુરખ મનમાંહી ડગમગે,
અને જુઓ જુગમાંહે વેદ વિચાર;
આજ સાચી દરગાહ છે સાહેબની,
તે સતપંથ વિના કેમ ઉતરે પાર. ૭

તમે જાણી જોઈને કાય ભુલીઆ,
અને ભણતા વેદ પુરાણ;









જે એકલહીણા અને ઇમાન વિહોણા,
તે જીવ નરકે જાશે નરવાણ ૮
ભાઈ આદે અંતે સાહેબ એક છે
અને અવર દુજા નહિં કોઈ
જેણે પીર શમસને પિછાણ્યા
તે તો સાચા મુનીવર સોયે. ૯
ભાઈ ઘેર ઘેર પીર ના કીજીએ,
અને ઘર ઘર પીર ના હોય;
ઘર ઘર દીવા જળે કારમા
પણ દીવામાં દીવો તે અમર સોય. ૧૦
સાચા પીર હોય તેને સેવીએ,
અને ઘટમાંહે રાખીએ વિશ્વાસ;
પાતક હરે એકોતેરસોના પછી
પામે અમરાપુર માંહે ઠામ. ૧૧
ભાઈ પીરશું પ્રીત કીજીએ,
જો અંતર ઉપજે બ્રહ્મજ્ઞાન;
મન મારીને મરસલો કીજીએ,
અને રહીએ એક રે ધ્યાન. ૧૨
પીર પેગંબર જુગ માંહે બોત છે,
અને પુરે તે માનવની આશ,
ત્યાં જીવ ના છુટે પોતા તણા,
તે તો જઈ પરશે જમને રે પાસ. ૧૩
ભાઇ પીરને આપે પીછાણીએ.
અને પાંચે વશ રાખીએ ઘટમાંય;









જેણે અનંત કરોડી દેવ તારીઆ,
તે તો પકડે આપણી બાંય. ૧૪

આજ કલ્લજુગ પુર્ણ વ્યાપીઓ,
અને કરશે ગત માંહે ભંગ,
તે ભલા ભલેરાને ભુલાવશે.
એવો કલજુગનો મોટો રે રંગ ૧૫

એક કલજુગ કાળો કુતરો,
અને જે હાંકે તેને ખાય,
જે મંદર માંહે હીંડે મલપતો,
અને તે બાહેર ન કાઢે રે કોય. ૧૬

મન મારી તન ઝાલો સતસું.
કાયર ન થાઓ મુનીવર ભાઇ
જો જકરે ફ્કરે આરાધીએ
તો કુત્તા કાળા ન લોપે રે કોય. ૧૭

ભાઈ અથર વેળા રે આવશે,
અને અથર મુનીવરના રે ચિંત;
તેમાં સાચ રાખીને જુઠ દૂર કરો,
તમે ગોરનરસું રાખો રે હેત. ૧૮

સતગોર મળેથી સતપંથ વહોરીએ,
અને બાંધીએ સતની ઓટ,
પણ સતગોંર વીના સોદા કીજીએ તો
બમણી આવે રે ખોટ ૧૯

ભણે ઇંદ્ર ઇમામશાહ તમે સુણો મુનીવરો
અને જુઓ વેદ વીચાર,
જે વખડી વેળા આવશે,
તેને વિલંબ નહિ રે લગાર. ૨૦









# ગોરવાણી જ્ઞાન ઉર્જુ

શ્રી સતગોર બ્રહ્મા વાચા,

ભાઈ હેતે મળો અને સતે ચાલજો,
અને જુઠ કરો સર્વે દુર,
આ સતપંથ સેવા તો ફળે,
જો મન નિર્મળ કરીને પીઓ નુર. ૧

ભાઈ નુર પીએ અને નામ લીજીએ,
અને મન લરજીને ઉજળા થાઓ,
જો લોભ સ્વાર્થ કાળને વારીએ,
તો તમે સહી અમરાપર જાઓ. ૨

ભાઈ એણે કાળ ક્રોધે શેર લુંટા,
અને લુંટા તે શ્રથ ભંડાર,
હીરા રતન ઝવેર લુંટીઆ,
પછી લુંટી તે વસ્તુ અપાર. ૩

તોયે મુરખ હૃદય માંહે નવ જાગીઓ,
તેણે ખોયો વસ્તુ સર્વે માલ,
રોજ કયામત જ્યારે આવશે,
ત્યારે કેમ કરી દેશો જવાબ. ૪

તેને ચોર કરીને સાહેબ બાંધશે,
અને દેવરાવશે તે ઘણનો માર
જ્યારે હૈયામાંથી અગ્ની પ્રજાળશે,
ત્યારે જીવડો કરશે પોકાર. ૫









ભાઈ સતી હોય તે અણસતી કહાવે,
તેના ફેરા વન જેવાં રે મુળ;
જે ઈમાન વિના ઉખડી ગયા,
તેને મોઢે પડશે દોજખની ધુળ. ૬

સતપંથ લઇને જે ઓતળ્યા,
તે તો પાકી હાંડી રે તોલ,
તે ટાંકર દેતા ટુકડા હોય,
તેને જમીન આસમાન ન સંઘરે કોય. ૭

જે કોઈ સતપંથ લઈને અળગા રહા,
તેને લાગો નીલનો રે પાશ;
વસાણું હતું તે તો લુંટાઈ ગયું,
પછે ખાલી રહ્યો સુવાસ. ૮

ભાઈ કરમે કાળા તે સદાએ કાળા,
મુનીવર જ્ઞાન વીચારી જોય;
દુધે ધોઇએ કોયલા તે તો,
કદી ન ઉજળા રે હોય. ૯

ભણે ઈન્દ્ર ઈમામશાહ તમે સુણો મુનીવરો,
અને તમે રાખો આપણું આપ,
તમે જો ખોટાં કરતવ કરશો તો,
તમને ખાયે વિંછી ને સાપ. ૧૦









# ગોરવાણી જ્ઞાન ૪ થું.

શ્રી સતગોર બ્રહ્મા વાચા,

હેતે મળો ભાઈ મુનીવરો,
અને મુખ હૃદયથી સાચી વાણી બોધ;
ગત દેવના નીત નીત દર્શન કીજીએ,
અને ગત માંહે સુતક પાતક ખોલ. ૧
ગોરની ગત ગંગા તીરથ માંહે નાહીએ,
અને નીર્મળ કીજે રે મન;
આ સતપંથ પદારથ તો પામીએ,
જો આપણું પુરણ હોય રે પુન. ૨
પુરણ પુન વિના નવ પામીએ,
અને સતપંથ સાચી રે શાખ;
પાંચે પદારથ તો ફળ પામીએ,
ભાઈ દીલ હોવે રે પાક. ૩
ભાઈ પાક સાહેબનું રે નામ છે,
તે તો જપીએ દિવસ ને રાત,
તમે દુર ન દેખો દીલ માંહે વસે,
જેમ ચંપા ફુલ માંહે વાસ. ૪
તેમ રોમે રોમે સાહેબ વસે,
અને અંતરો નહિ એકતલ:
એમ જાણી જાણી ભક્તિ કીજીએ,
જો પરતગ બેઠા રે દિલ. ૫









ભાઈ સતે બોલો ને સતે ચાલો,
અને સત સમો નહિ સાર;

એક સકળ વિગત ન સરવે હેતે રચી,
સતગોર સતે ઉતારો પેલે પાર. ૬

તમે સતના છોડો ભાઈ મુનીવરો,
અને સત છોડે પત જાએ,

ઈમાન સરીખો દીવડો તેણે,
અજવાળે સાહેબ પાએ. ૭

રહેણી અજવાળાં ચંદ્રસું,
અને દિવસે અજવાળાં રે સુર;

તેમ ઘટ માંહે અજવાળું ઇમાનનું,
અને દોએ દશા વરસે નુર. ૮

નુર નારાયણનું તાહાં વરસે,
અને જે ઘટ હોએ સાચું ઈમાન;

તેને દેવલોક પ્રણામ કરે,
ભાઈ તે વૈકુંઠ માંહે પામે ઠામ. ૯

ભણે ઈન્દ્ર ઈમામશાહ તમે સુણો મુનીવરો,
અને સાચું ઈમાન રાખો આજ;

જો દુનીયાં દુરીજન દૂર કરો,
તો સરે જીવોનાં કાજ. ૧૦









# ગોરવાણી જ્ઞાન ૫ મું

શ્રી સતગોર બ્રહ્મા વાચા,

મુનીવરો સાચું ધ્યાઓ અને જ્ઞાન વિચારો,
અને ગોર વિના જ્ઞાન ન હોય;
જે મુરખ લોક મરમ જાણે નહિ,
તે શા માટે કરણી ખોય. ૧

ભાઈ મેં બોલાઉ ને મેં ચલાઉં,
અને મેં ખોલાઉં ખાણ;
મેં લાઉં મેં પીલાઉં,
તે ઉત્તમ સાહારી રે જાણ. ૨
મેં આચારી ને મેં વિચારી,
મેં અકલ દેવું આપ,
એ મીટ્ટી કેરી પુતળી માંહે,
ભાઈ મેં ભણાવું રે જાપ. ૩
ભાઈ મેં કરતાં ને મેં હરતા,
અને અવરથી કછું ન હોય;
જો એલ રેહમત મેં છોડું તો,
પથરને બોલાવું રે સોય. ૪
ભાઈ કાચે ઘડે જળ નાં રહે,
અને જળ ભરેથી ભાંગી જાએ,
બેઈમાની કોઈ ભેસ્ત ના પાવે,
પણ આગે સોહાગણ થાએ. ૫









ગાફલને સુધ ના સુજે,
અને નિંદરાએ ખોયું આપ;
એને કાળ હવાએ દાબીઓ,
જયમ ડંસીઓ, તે કાળો સાપ. ૬

જેને નાગ ડસે તેને લાઇ લાગે,
અને બેઉં આંખે અંધારા થાએ;
ત્યાં બહોત મળશે ગારૂડી,
પણ સતગોર વિના ઝેર ન જાએ. ૭

આજ સાચા ગારૂડી સતગોર છે.
અને તે સાચા તે ગોર કહેવાય.
જેણે ચૌદે ભવન સરજ્યાં,
તે ગોર સત વિના નહિ પાય, ૮

ભાઇ થોડા માંહે બહોતજ પાઈએ,
અને ધરો સબુરી મુનીવર ભાઇ,
તમે જકરે લાવો રે જીવડા,
બંદા કરોને સતની કમાઈ. ૯

ભણે ઈંદ્ર ઈમામશાહ સુણો મુનીવરો,
તમે સતની કરજો રે વાત.
આ ઘટમાંહે ખજાના બોત છે.
તમે કુંચી કરોને આપણે હાથ. ૧૦









# ગોરવાણી જ્ઞાન ૬ ઠું.

શ્રી સતગોર બ્રહ્મા વાચા,
આ જીવ છોડાવા સતપંથે મળીયા,
અને સાચું બોલો મુનીવર ભાઈ
જો તલ એક જુઠું બોલશો તો,
તમે ખોશો ભવની કમાઈ. ૧
કાળ ક્રોધ લોભ સ્વાર્થને વારીએ,
અને અભીમાન ન આણો રે મન
જો મન મારીને મરસલો કીજીએ,
તો પામીએ સાહેબનાં દર્શન ૨
સતપંથ સાચા સાચ હે,
અને સાચા પીર પીછાણુ,
દીન ચાંદરણા પ્રગટયા,
જેમ રહેણી ઉઘાડે ભાણ. ૩
ત્યારે જુગમાંહે અંધારૂં ટળશે.
અને હોશે તે એકજ વાણ;
અથર્વ વેદમાં એમ ભાંખીઆ,
સબ હિંદુ હોશે મુસલમાન. ૪
ત્યાર નવેખંડ માંહે હલ હલકાર હોશે,
અને દોહેલાં હોશે રે દીન;
જ્યારે ચાંદો સુરજ બેઉ જંપશે,
ત્યારે કંપશે ત્રણે ભુવન. ૫

Hindu will become Musalman









સાહેબ આપે અસવારી કરશે,
અને મેહેંદી ધરાવસે રે નામ,
સરવે કાફરોની કાશળ કાઢશે,
ત્યારે પલટાસે સરવે જહાંન. ૬
સવાલાખ વરસનું એક પરબ રચાસે,
અને નિર્મળ કરશે દેહ,
નુરવાયલ ફીરસ્તાને હુકમ હોશે,
ત્યારે નુરના વરસે મેહ. ૭
ત્યાં જાંખા મેઘા કેનર આવસે,
અને આવસે પાંચસાત નવબાર,
જ્યારે અનંત કરોડી દેવ આગળ હોશે,
ત્યારે સહુ કોઇને દેશે દેદાર. ૮
ત્યાં ઢોલ દદામા ને અતી ઓચ્છવ,
અને ઘર ઘર મંગળ ગાય,
સાહેબ પુજ્યાના ફળ તમે પામશો,
તેના સુખ કહ્યાં નવ જાએ. ૯
ત્યાં દેવ દુનીઆંનો હોશે પટાંતરો,
અને પુજાના ફળ તમે પાઓ,
મુનીવરની કાયા નુરાણી અમર હોશે.
તાહાં દુનીઆ સરવે મરી મરી જાએ. ૧૦
ભણે ઇંદ્ર ઈમામશાહ તમે સુણો મુનીવરો
અને કમર બાંધીને થાઓ હોશીઆર,
સોદન નહેડા આવીઆ,
તેને વિલંબ નહિ રે લગાર. ૧૧









## ગોરવાણી જ્ઞાન ૭મું.

શ્રી સતગોર બ્રહ્મા વાચ્યા,<br>
સતગોરસુ સતપંથ વહોરીએ,<br>
અહે સાચ્યા મુનીવર સોએ,<br>
જેણે દુનીઆશું રંગ માંડીઆ,<br>
તે તો પુરણ પાપી હોએ. ૧<br>
આંહી પેટ ધંધો સૌ કોઇ કરે,<br>
અને જીવની ખબર ન બુઝે રે કોએ,<br>
પણ જીવની ચિંતા જે કરે,<br>
આજ પુરી સોહાગન સોએ. ૨<br>
આજ પુરી સોહાગન સૌ કહીએ,<br>
જેણે હરી ઓળખ્યા હોય આજ,<br>
પણ સતપંથ અજવાળે જે જાગીઆ,<br>
તેનાં પુરણ સીધાં રે કાજ. ૩<br>
ભાઈ જેનાં સત તો સરવે ગયાં,<br>
અને વળતાં ન દેખું રે કાંઈ;<br>
પણ જો પાવૈયા બાળક પ્રસવે<br>
તો બેઇમાની અમર હોએ. ૪<br>
આ સતપંથ વહોરી જેણે ઢીલ કરી,<br>
અને ચાલ્યા તે ચારે રે દેશ;<br>
જેણે પીરશાહને નહિ ઓળખ્યા,<br>
તેને હેયડે લાગી મેશ. ૫









જેણે મેહેંદી મર્દ ન જાણીઆ,
અને જે દાવે લાગ્યા રે ગમાર
તેને કમાઈ ખોય જુગ ચારની,
તેનો ફટ પડયો રે અવતાર ૬
ભાઈ શાહોજી પુનમના ચંદ્ર છે,
તે ખેણુ ખેણુ પ્રગટ હોય;
જે આપે દીન જગાવશે,
તેની કળા ન બુજે રે કોય. ૭
સાહેબ સહસ્ત્ર ઘોડા પલાણસે,
અને હોશે તે હલહલકાર;
જ્યારે દઇત્ય કાલીંગાને મારશે,
ત્યારે ત્રણ ભુવનમાં હોશે ભયકાર ૮
મહેંદી સુલતાન જ્યારે આવશે,
ત્યારે મુકરાંને કતલ કરાય;
એક જાહેર વેદ ભણાવશે,
ત્યાં કાયર નાઠા રે જાય. ૯
ભાઈ ઘોરી હશે તે ઘર ઝીલશે,
અને તે પુરણ પાવે રે નુર;
જેણે ગોરનાં વચન શીર ઉપર લીધાઃ
તે તો સ્વર્ગ પામ્યા ભરપુર ૧૦
ભણે ઇંદ્ર ઇમામશાહ તમે સુણો મુનીવરો,
તમને નીંદ્રા કેમ કરી આવે;
આજ વખડી વેળા આવી પોતી.
તેમાં જકરે દર્શન થાએ. ૧૧









# ગોરવાણી જ્ઞાન ૮ મું

શ્રી સતગોર બ્રહ્મા વાચા

ભાઇ એ કલજુગ માંહે કાલીંગો આવશે,
એના એ છે પહેલાં એંધાણ;
જે ઈમાન વીહોણાં ને અકલ હીણાં,
તે જીવ ભુલશે સારી જહાન. ૧

સાત પેઢીનાં સગાં દેખાડશે,
અને દેખાડશે માયને બાપ;
એણી પેરે સરવેને પરબોધશે,
કાશી વિશ્વનાથ જપાવશે જાપ. ૨

તેના ચોવીસ ચેલા ચરપટ કરતા આવશે,
અને મુખ માંહેથી બોલશે ભાંડ,
તે પાણી મંત્રીને ઘી નીપાવશે,
વેળુ મંત્રીને કરશે ખાંડ. ૩

કાલીંગો અત્રીંગ આસન પુરીને બેસસે,
અને પુરશે તે સહુ કોઇના આશ;
એણી પેરે સરવેના ઇમાન લેશે,
પછી સરવે કોઈ થાશે નીરાશ. ૪

કાલીંગો છ માસ સુધી હથીયાર બાંધશે,
તે તો શુદ્ધી કરશે પેર
સુરજારાણી કમલા કુંવરને શીખામણ દે,
તમને મલશે ને પોતાને ઘેર. ૫









કમલા કુંવરને રાજપાટ સોંપીઆ,
અને તમે સઘળાં કરજો કાજ,
અરથ ઘરથ ધનમાલ સોંપીઆ,
અને સોંપીઆ મહાચીણ નગરીનાં રાજ ૬
કાલીંગો ચરપટ ચાળા કરતો આવશે,
તે નદી સારસ્વતી કરશે મેલાણ;
સતી લોકોનાં સત ચુકવશે,
એણી પેરે સહુ કોઈના લેશે ઈમાન ૭
આજ કળીયુગની વખડી વેળા છે,
તેમાં તમે મુનિવર થાઓ હુશિયાર;
કાલે કરતાં આજ કરજો,
પછી શાહ અલી થાશે અસવાર. ૮
જીસ દીન સંવત ચલોતરો પુરો હશે,
અને ચૈત્ર માસ ને ગુરુવાર;
તીસ દીન સાહેબનાં સેન ચડશે,
ત્યારે અલી ઈમામ બાંધે હથીઆર ૯
ભાઈ વેળા પોતી ને રત પાકી,
અને હેતના વરસે નુર,
જ્યારે સોએ નિશાન પુરાં હોશે,
ત્યારે પછમ દિશાએ ઉગશે સુર. ૧૦
ભણે ઈન્દ્ર ઇમામશાહ સુણો મુનીવરો.
આ જીવને કાંયે પાડો રે જંજાળ,
પેલાં ચેતી શકાય તો ચેતજો.
પછી તુટશે પુનની પાળ. ૧૧









## ૧૦ ગુગરીનાં જ્ઞાન.

### રચનાર-સૈયદ ઈમામશાહ.

### જ્ઞાન ૧ લું

જીરે ભાઈ અમરાપુરી આગળ એક ગુગરી જો બાંધી,
તે ગુગરીનું તેજ અપાર જીરે ભાઈ.
જીરે ભાઈ તે ગુગરીકી પાસે એક મલાએક બેઠા,
તે જુએ સાચા મુનીવરની વાટ જીરે ભાઈ.
જીરે ભાઈ રાત-દિવસ મલાએક સેવા માંહે ઉભા,
કે સાચા મુનીવર કયારે આવે જીરે ભાઇ,
જીરે ભાઈ મૃત્યુ લોકમાંહે જે કોઈ સાચી પ્રીતે જાગે,
તે ગુગરીને નીચે આવે જીરે ભાઇ.
જીરે ભાઈ સાચી પ્રીતે જે કોઈ ગોરનરને આરાધે.
તો તે ગુગરીને તળે બેસે જીરે ભાઈ.
જીરે ભાઇ ગુગરી તલે ગોરનર આપજ બેઠા,
તે સાચા મુનીવર ત્યાંજ આવે જીરે ભાઈ.
જીરે ભાઈ ભણે પીર ઇમામશાહ અમે ગુગરી જો દીઠી,
તે ગુગરીનું તેજ અપાર જીરે ભાઈ.

### જ્ઞાન ૨ જું

જીરે ભાઈ અમરાપુરી આગલ એક ગુગરી જો બાંધી,
તેનું તેજ ચંદરમાં સરીખું જીરે ભાઈ.
જીરે ભાઈ તેની નીચે એક ઢોલણી
તે ઢોલણી પર હુરૂં અપાર જીરે ભાઇ,









જીરે ભાઈ તે હુરાં આગળ એક પરી જો બેઠી.
તે પરીના હાથ માંહે નુર નીસાની જીરે ભાઈ.
જીરે ભાઈ મરત લોકમાંહે જે કોઈ પ્રભાતે જાગે,
તે પરી તેની જુવે છે વાટ જીરે ભાઈ.
જીરે ભાઈ ભણે પીર ઇમામશાહ અમે પરી જો દીઠી,
તે પરી જાણો નુરાની જોત જીરે ભાઇ.

## જ્ઞાન ૩ જું

જીરે ભાઈ અમરાપુરી આગલ્ર એક ગુગરી જો બાંધી
તે ગુગરીનું તેજ અપાર જીરે ભાઈ.
જીરે ભાઇ તે ગુગરી હેઠે એક રંગજ લાગો,
દસ આસમાનથી મલાએક આવે જીરે ભાઇ.
જીરે ભાઈ તે મલાએક દરૂદ નીઆજ જ પડે,
તે સાચા રૂખેસરને કાજે જીરે ભાઈ.
જીરે ભાઈ મરતલોક માંહે જે કોઇ અડધી રાતે જાગે,
તેને કાજે જીકર કરે છે જીરે ભાઇ,
જીરે ભાઈ ભણે પીર ઇમામશાહ અમે ગુગરી જે દીઠી,
તે દીઠીયું વાતુ હમ કહેવે જીરે ભાઇ.

## જ્ઞાન ૪ થું

જીરે ભાઇ અમરાપુરી આગળ એક ગુગરી જો બાંધી,
તેનું તેજ અનંત દીશે જીરે ભાઈ.
જીરે ભાઈ તે ગુગરી નીચે એક સતીજ બેઠી,
તેનું નામ તો મહાસતી કહીએ જીરે ભાઇ,
જીરે ભાઈ તે સતીના હાથ માંહે એકજ માળા,









તે તો ફેરવે ને જીકર કરે છે જીરે ભાઈ.
જીરે ભાઈ મરત લોકમાં જે કોઇ સીલ સંતોષ રાખે,
તે સતી તેની જુએ છે વાટ જીરે ભાઈ.
જીરે ભાઇ ભાણે પીર ઇમામશાહ અમે સતીજ દીઠી,
તમે તે સહિ સાચું કરી જાણો જીરે ભાઇ.

## જ્ઞાન ૫ મું.

જીરે ભાઈ અમરાપુરી આગળ એક ગુગરી જો બાંધી,
તેનું તેજ અનંત દીસે જીરે ભાઇ.
જીરે ભાઇ તે ગુગરી નીચે એક રથ જો ખડા.
તિસમે અનેક મલાએક બેઠા જીરે ભાઈ.
જીરે ભાઈ તે અનેક મલાએક જીકર જ કરે
ઉસમે જપ તપ કરે શાહાકા જીરે ભાઈ.
જીરે ભાઇ મરત લોક માંહે જે કોઈ દો પોહર જાગે,
તાકુંવો મલાએક માગે જીરે ભાઇ.
જીરે ભાઇ ભણે પીર ઈમામશાહ અમે સાચુંજ બોલ્યા,
તે દીઠીયું વાતું હમ કહેવે જીરે ભાઈ.

## જ્ઞાન ૬ ઠું

જીરે ભાઈ અમરાપુરી આગળ એક ગુગરી જો બાંધી,
તે ગુગરીનું તેજ અપાર જીરે ભાઈ.
જીરે ભાઈ તે ગુગરીકી નીચે એક બુરાખ જો ખડા,
સો બુરાખ નુરે નીપાયા જીરે ભાઇ
જીરે ભાઇ તેની આગળ એક પુરૂષ જ ખડા,
તે તો અશ્વ ઝાલીને ઉભા જીરે ભાઈ.









જીરે ભાઈ તે પુરૂષકે મુખમાંહે એસી જો વાણી,
આવો આવો કરીને પુકારે જીરે ભાઇ.
જીરે ભાઇ મરતલોક માંહે જે કોઈ શાહાપીરને પીછાણે,
તે તો ગુગરી નીચે આવે જીરે ભાઇ
જીરે ભાઈ તે મુનીવર બુરાખ પર બેઠેંગે
તે તો સરગની સહેલ સરવે દેખે જીરે ભાઈ.
જીરે ભાઈ પીર ઇમામશાહ ઇયું જ બોલ્યા,
સાચા મુનીવર સોહી પીછાણો જીરે ભાઇ.

## જ્ઞાન ૭ મું.

જીરે ભાઈ અમરાપુરી આગળ એક ગુગરી જો બાંધી,
તેની જોત નીરમલ હોયે જીરે ભાઇ.
જીરે ભાઇ ગુગરી નીચે બીછાંણા જો પડયાં,
તીસ ઉપર પુસ્તક રાખ્યાં જીરે ભાઈ.
જીરે ભાઇ તે પુસ્તક માંહે અખર અજબ,
તે માંહે લોહ કલમે લખ્યા જીરે ભાઈ.
જીરે ભાઈ તે પુસ્તક આગે એક મલાએક ઉભા,
તેના હાથે હીરા જડયા જીરે ભાઇ.
જીરે ભાઇ ઉનકે અજવાળે તે પુસ્તક દીસે.
ઓર શાહકી સફાયતે કહાવે જીરે ભાઈ.
જીરે ભાઇ મત્યુ લોક માંહે જે કોઇ રાત દીન જાગે,
અને ગોરના જ્ઞાન સંભળાવે જીરે ભાઈ.
જીરે ભાઈ મલાએક ઉભા તેની વાટ જુએ છે,
તે પુસ્તક પાસે વેલા આવો જીરે ભાઇ.









જીરે ભાઇ જે શાહા પીરકી સાચી દશોંદજ આલે,
તે તો ગુગરી નીચે આવે જીરે ભાઇ
જીરે ભાઈ ઉનું બીછાંણે ઉપર ઉનકું બીઠાવે,
અને પુસ્તક પાસે રાખે જીરે ભાઈ.
જીરેભાઇ ભણે પીર ઇમામશાહ અમે બીછાંણાંપર બેઠા
તો તમે સાચું કરી માનો જીરે ભાઈ.

## જ્ઞાન ૮ મું.

જીરે ભાઈ અમરાપુરી આગળ એક ગુગરી જો બાંધી,
તે ગુગરી છે સુરજ સમાન જીરે ભાઈ.
જીરે ભાઇ તે ગુગરી નીચે એક છત્રજ ઢલ્યા,
તીસ છત્રકા તેજ અપાર જીરે ભાઇ.
જીરે ભાઈ છત્ર હેઠે એક નર જો બેઠા,
તે તો મુનીવરની જુવે છે વાટ જીરે ભાઈ.
જીરે ભાઈ મૃત્યુ લોક માંહે જે કોઇ એક મના રહેવે,
તે તો બેસશે નર કે હજુર જીરે ભાઇ.
જીરે ભાઈ તે નર તો નુરે નીપાયા,
તીસકે જોતે જોત મીલાયા જીરે ભાઈ.
જીરે ભાઈ છત્ર તળે બોહોત શણગાર કીધા,
રાત દિવસ માલમ ન સુજે જીરે ભાઈ.
જીરે ભાઈ પીર ઈન્દ્ર ઇમામશાહ સાચુંજ કહેવે,
નજરો નજર મીલાવું જીરે ભાઇ.

## જ્ઞાન ૯ મું.

જીરે ભાઈ અમરાપુરી આગળ એક ગુગરી જો બાંધી,
તેનું તેજ તો છે અપાર જીરે ભાઇ.









જીરે ભાઇ તે ગુગરી નીચે એક ખુરસી જો રાખી,
ત્યાં હુરાંઉ છે હજાર જીરે ભાઇ.
જીરે ભાઈ હુરાંઉકે હાથ માંહે નુર કચોલા,
તે ઉભી અરદાસ માગે જીરે ભાઇ.
જીરે ભાઇ મૃત્યુલોક માંહે જે કોઇ ત્રણ ટાણાં જાગે
તે હુરા તેની જુએ છે વાટ જીરે ભાઈ
જીરે ભાઇ ભણે પીર ઇમામશાહ અમે હુરાં જો દીઠી,
તેને નુર કચોલાં છે હાથ જીરે ભાઇ.

## જ્ઞાન ૧૦ મું.

જીરે ભાઇ અમરાપુરી આગળ એક ગુગરી જો બાંધી,
તેનું તેજ જળકે અપાર જીરે ભાઇ.
જીરે ભાઈ તેની જલકાર ગ્રાતે આસમાન સુજે,
અને દેવતા શીર નામે જીરે ભાઈ.
જીરે ભાઈ ગુગરી નીચે તો મલાએક રહેવે,
તે તો કરે છે શાહાસું વાત જીરે ભાઇ.
જીરે ભાઇ ઉનકે પાસ એક શીંગાસણ રાખ્યાં,
ઉનુકા તેજ અપાર જીરે ભાઈ
જીરે ભાઇ ઇનુંકે આગે પીછે હુરાં જો ખડા,
તે તો કરે છે શાહસું અરદાસ જીરે ભાઈ
જીરે ભાઈ મૃત્યુલોકમાં જે નારી આપજ રાખે,
તે હુરાં તેની જુએ છે વાટ જીરે ભાઇ,
જીરે ભાઈ ભણે પીર ઇમામશાહ અમે સાચુંજ કેહેવે,
તે નારી તો હુરાં માંહે ભલસે જીરે ભાઈ









# જ્ઞાન ગોળ પાંચમો ભાગ

અજાજીલ ફિરસતે સીરદો ના કર્યો, તેથી રાંડયો ગયો. તે સેતાન થયો. માટે એવા મોટાનો હુકમ તોડવાનો ગુનો બક્ષ્યો નથી, તો તે આપણને કેમ છોડસે. વેદમાંહે મનુસ્મૃતીના અધ્યાય પાંચમાના એકસો છત્રીસ તથા એકસો ચુમાલીસમા શ્લોકમાં લખે છે કે ચોખાઈ રાખનાર માણસને પેશાબ કર્યા પછી માટીનું ઢેફું લઇને. ઇન્દ્રીએ લગાડી. પાણી વતી ધોઇને સાફ કરવુ. જાડે ફર્યા પછી ત્રણ ઢેફાંથી લુછીને પછી ધોવી. પછી ડાબા હાથને દસવાર ઢેફેથી ધોવો પછી બે હાથ ઢેફેથી ધોવા. માટી લઇને ધોવા ત્રણ વાર કોગળા કરવા, મોં ધોવુ. ભિંલરી થઇ. હોય તો નાઈ ધોઇને પાક થાવુ સ્ત્રી સાથે ગમન કરીને નાવું. વેદ માંહે મનુસ્મૃતીના અધ્યાય ચોથાના પિસ્તાલીસમા તથા તેપનમાં શ્લોકમાં લખે છે, કે પાંચ વસ્ત્ર પહેરીને જમવું. અગ્નિમાં ખરાબ વસ્તુ નાખવી નહી સ્ત્રીને નગન જોવી નહી. કુરાનમાં માંહે સુરએ અંબિયા આયત એકીયાસી (૮૧) તથા બ્યાસી (૮૨)માં અને સુરાનમલ આયત પંદરમા (૧૫) તથા પિસ્તાલીસમાં (૪૫) ખુદાતાલાએ કહ્યું છે કે ભુત સુલેમાન પેગંબરને તાબે હતાં અને તે જાનવરોની બોલી સમજતા હતા. અને તે સાહેબના ફર્માન પર ચાલતા હતા. વેદમાં મનુસ્મૃતીના અધ્યાય ચોથામાં પંચોતેરમાં તથા છોતેરમાં તથા એકસોને અઠાવનમાં તથા એકસોને









તોંતેરમાં (૧૭૩) તથા એકસોને બાણુંમાં શ્લોકમાં લખે છે કે હાથ પગ ધોઇને જમવા બેસવું. એવી રીતે જે માણસ ચોખાઇથી, જમવા બેસે છે તેની ઉંમર વધે છે. મનુસ્મૃતીના અધ્યાય ચોથાના પંચ્યાસીમા શ્લોકમાં લખે છે કે દસ કસાઈના ઘર સમાન એક ઘાંચીની ઘાણી દુસ્ટ છે. દસ ઘાણી બરાબર એક કલાલની ભઠ્ઠી છે કે દસ કલાલની ભઠ્ઠી બરાબર એક વેશ્યાનું ઘર છે. વેદમાં મનુસ્મૃતીના એકસોને તોતેરમા શ્લોકમાં લખે છે કે અધર્મ કરનારનું ફળ દુનિયામાં મળે છે. તેને ના મળે તો તેના છોકરાં ને પણ મળે છે. તે કાંઇ ખાલી જતું નથી. વેદમાં મનુસ્મૃતીના અધ્યાય ચોથાના એકસો ચોરાણુંમા શ્લોકમાં લખે છે. કે કોઇ ખરાબ માણસ એટલે બીડી પીતો, દારૂ પીતો, હરામ ખોરી કરતો ક્રિયા આચાર ન પાળતો હોય. તેવા માણસને દાન આપે છે. તે દાન આપનાર તથા લેનાર બંને જણ નર્કમાં પડે છે. માટે સુપાત્રને દાન દેવું. વેદમાં મનુસ્મૃતીના અધ્યાય ચોથામાં બસો નવમાં તથા બસો દસમાં તથા બસો અગીયારમાં શ્લોકમાં લખે છે કે ગાયના મોઢાવાળું તથા સુંગેલું અન્ન ખાવું નહી. વ્યાજ ખાનાર, કંજુસ, છીનાળવા. ધુતારા, તથા વખત વિત્યા પછી ખાદું થયેલું ઉતરી ગયેલું વાસી









ભાણામાંથી છોડી ગયેલું તે અન્ન ખાવું નહી. વેદમાં મનુસ્મૃતીના અધ્યાય ચોથામાં બસો બારમા શ્લોકમાં લખે છે કે વૈદનું, પારધીનું ભાણાથી છાંડેલું અન્ન ખાનારનું, સુવાવડીના હાથનું ચાલીસ દિવસ સુધીનું વર્કમ કરનારનું. પંગતે જમવા બેઠા હોય અને વેલા ઉઠી જનારનું અન્ન ના ખાવું આટલા જણાનું ન ખાવું વેદમાં મનુસ્મૃતીના અધ્યાય ચોથામાં બસો સોળમાં શ્લોકમાં લખે છે. કે સ્ત્રી પુરુષ સાથે જાય તેનું તથા પુરુષ પોતાની સ્ત્રીનું છીનાળવું સહન કરે તેનું આટલા જણાનું અન્ન ખાવું નહી. વેદમાં મનુસ્મૃતીના અધ્યાય ચોથાના (૨૨૦)માં શ્લોકમાં લખે છે કે વૈદનું અન ખાય તો પરૂ બરોબર છે. અને વેશ્યાનું અન્ન ખાય તો વીર્ય બરોબર છે. અને વ્યાજ ખોરીયાનું અન ખાય તો વિસ્ટા બરોબર છે. કુરાન માંહે સુરાનીસા આયત ત્રીજીમાં ખુદાતાલા કહે છે કે મુસલમાનો તમારી મરજી હોય તો ત્રણ ચાર ઓરતોની સાથે નીકાહ કરો વેદમાં મનુસ્મૃતીના અધ્યાય નવમાના ૮૧ મા શ્લોકમાં લખે છે કે નફ્ફટ નારી પુરુષને ન ગમે તેવી રોગી ધણી ને પજવનારી ધણીની મિલ્કત વેડફી નાખનારી એવી સ્ત્રી હોય તેને બીજી સ્ત્રી કરવી વેદમાં મનુસ્મૃતીના અધ્યાય નવમાં ૮૧ શ્લોકમાં લખે છે કે કોઈ સ્ત્રી ચાલીસ વર્ષની ઉંમર પહેલાં રંડાય અને તે નીકાહ નહી કરે તો તેને દોજકમાં અજાબ









થાશે. વેદમાં મનુસ્મૃતીના અધ્યાય અગીયાર તથા ચોથાના ૨૪૭ શ્લોકમાં લખે છે કે પાપ કીધુ હોય તે ગતગંગામાં સાચી રીતે ખુશી થઇને પ્રકાશે તે પાપથી છુટો થઈ જાએ કુરાનમાં સુરા-બક્કર આયત ૧૨૭ મા ખુદાતાલાએ ફર્માવ્યુ છે જે રોજા કરવા તે કેવી રીતે કરવા સોડી સવારમાંથી તે દાડો આથમે ત્યાં સુધી ખાવા પીવાનું તથા સર્વે દેહીના ભોગ તજવા પણ રાત્રે હંમેશાં બધી વાતોનો સત્ત વિચાર લેવો ખુદાની બંદગી કરવી (ઈન્દ્રીઓ) કાબુમાં રાખવી. પારાસુર મનુસ્મૃતીના અધ્યાય ચોથાના સત્તરમા શ્લોકમાં લખે છે કે પોતાના ધણીના હુકમનું પાલન કરવું ધણીના હુકમ વિના ન કરવાનું કામ કરશે તે નર્કમાં જાય છે અને જે સ્ત્રી પોતાના ધણીના કહ્યામાં ન રહે તે સ્ત્રી મર્યા પછી અગ્નિના તથા સાપના વિછીના ઘરમાં પુરાશે. જે સ્ત્રી પોતાના સાસુ, સસરા, જેઠ તથા પોતાના ધણીના કહ્યામાં રહેશે ને તેમની સેવા ચાકરી કરશે તેને સાહેબ સોડી ઈજ્જતથી વૈકુંઠ આપશે તેને ભાતભાતના મેવા મીઠાઈઓ તથા સુવાને સેજ તથા હીન્ડોળા ખાટ આપશે. તેની ચાકરી તથા કામકાજ સારૂં પચાસ હુરાઉ પરીયું સોપસે માટે સ્ત્રીને વૈકુંઠ તો પોતાના ધણીની સેવામાં છે તેથી પોતાના ધણીની સેવા ખરા મનથી કરવી. તથા હરીનું ભજન









કર્યાથી વૈકુંઠ મળે છે પુરુષને ગોરનર ઓળખીને ભજન કરશે, માબાપની ચાકરી કરશે તો તે વૈકુંઠ પામશે. પારાસુર સ્મૃતીના અધ્યાય બીજા, આઠમા તથા દસમા શ્લોકમાં લખે છે કે ખેતી કરનારા મહાદોષ પામે છે. પણ ખેતી કરનારને દસોંદ ગોરનરને આપવી કદાપી નહી આપે તો જાળ બાંધનારો એક વર્ષમાં જેટલા જીવ હત્યા કરે છે. તેટલું પાપ હળપતી, ખેડુતને શીરે બેસે છે. અને ખેતી કરનાર ઝાડ કાપે છે. અને જેજમીન ખોદે છે અને ખેડતા ઘણાં જીવ મરે છે. તે પાપમાંથી છુટવાસારૂ દાણો પાકે ત્યારે ગોરનરને દસોંદ આપવી. તથા ખણું વેચવું એટલે દોસ મરે છે. પારાસુર સ્મૃતીના અધ્યાય છઠ્ઠાના ૭૨ માં તથા ૭૩ માં શ્લોકમાં લખે છે કે કાગડાએ કુતરાંએ, ગાએ, ગધેડાંએ આટલા જાનવરોનું ચાટેલું, શુંગેલું હોય એને થોડું હોય તો નાખી દેવું, ને વધારે હોય તો શુદ્ધ કરીને વાપરવું. શુદ્ધ કરવાની રીત એ છે જે જેટલું અનાજ તે જનાવરથી બગડયું હોય તેટલું કાઢી નાખવું. બાકીનું અન્ન રહે તેને પાણી છાંટીને અગ્નિએ તપાવવું. પારાસુર સ્મૃતીના અધ્યાય સાતમાના છઠ્ઠા શ્લોકમાં લખે છે કે દીકરીને બારમું વર્ષ બેઠા પછી દીકરી લુગડે આવે ત્યારે તેનો વિવાહ કરવો તે ના કરે તો તે દીકરીનાં માબાપ તથા મોટો ભાઇ એ ત્રણે નર્કમાં જાય છે.









પારાસુર મનુસ્મૃતીના અધ્યાય અગીયારમા તથા નવમા તથા દસમા શ્લોકમાં લખે છે કે ગાય તથા ભેંસ તથા કોઈ જાનવરને દાન સાત થયા ન હોય તેવાં તેનું દુધ, ધોળું લસણુ તથા વંતાક, રાતો મુળો, ગાજર ડુંગળી, કોઈ ઝાડનો રાતો રસ, હીંગ તમાકુ, ઊંટડીનું દુધ, ડાબા પગ ઉપર મુકીને આટલાં વાનાં ખાવાં નહીં. એમાંનું જો અજાણે ખાધુ હોય તો દિવસ ત્રણ અપવાસ કરવાથી છુટે ને જાણીને ખાધુ હોય તો દોસ મટતો નથી. પારાસુર સ્મૃતીના અધ્યાય પહેલા તથા અગીયારમા તથા તેપનમા શ્લોકમાં લખે છે કે, જેને નઠારૂં સપનું આવ્યું હોય ઉલટી થાય નઠારો ધુવાડો અડકે, હજામત કરાવી હોય, તથા સ્ત્રી સાથે સંગ કર્યો હોય તો નાવાથી શુદ્ધ થાય છે. સૂર્યને તડકે વરસાદ વર્ષતો હોય તેમાં જે નહાય તેને દેવ સ્નાન કહે છે. એવું નહાનારને ગંગામાં નાહાવાનું ફળ મળે છે. છીણાળ, સુવાવડી અટકાવથી અભડાએલી સ્ત્રી, મીથુન થયેલી એથી ચાર વાર છેટું રહેવું. તેની પાસે જાય તો લુગડાં સુધાંત નાવું. કુરાનમાં સુરા બકકર આયાત એકસોને એકોતેરમાં ખુદાએ કહ્યું છે ખેરાત કરો તો તેનું ફળ તમને મલશે. તે ખેરાત ગરીબ આંધળાં, લુલાંને દેવું. કુરાન બંદગી કરવી કિતાબો પઢી ખુદાની રાહ બતાવે તેવા માણસને ખેરાત









આપવી. અને નફ્ટ તથા મજુરી કરીને પેટ ભરે તેવાને આપવું નહી. કારણ કે ખાડાટેકરાવાળી જમીન કામની નથી, નપુંશગ માણસ કામનો નથી. તેવાને દાન આપવું નહી, સુરાબકકર આયત ૪૯ તથા ૫૪મા ખુદાતાલાએ ફર્માવ્યું છે કે કુરાનમાં શુર રહેમાન આયત ૪૬ માં ૭૦ માં ખુદાતાલાએ ફર્માવ્યું છે કે મકકે હજ કરવી તથા રોજા રાખવા તથા નમાજ પડવી, તથા જકાત આપવાને ફર્માવ્યું છે. રૂમી ચૌદ કલમ સત્તર કુરાનમાં સુરા બકકર આયત ૭૭મી તથા ૨૮૩માં ખુદાએ ફર્માવ્યું છે. કે નમાજ રોજા જકાત આપવાનો સો સવાબ છે. એવું કહ્યુ છે. જે કુરાનમાં સુરમાએદા આયત સાતમીમાં ખુદા ફર્માવે છે કે મુશલમાનોને એવો હુકમ છે કે તમો નીમાજ કર્યા પહેલાં પોતાનું મોહ હાથ પગ ધોઇને પાક થાવ. એટલે વજુ કર્યું કહેવાય. કોઈ માણસે કરજ કરીને નાત તથા વરો કરવો નહી. અને જે કોઈ માણસ કરજ કરીને વરો કરશે તેવાં વરો કરનાર દોજકમાં પડશે. અને વરો જે કોઇ ખાશે તે ખાનારને સાહેબના દેદાર નહી થાય, તેને ઊંધે મસ્તકે ટાંગીને લોઢાનો માર મારશે. માટે કરજ વાળાની નાત ખાવી નહી. એને મેણું મારવું નહી, ને મેણું મારે તો મેણું મારનારના દોજકમાં બુરા હવાલ થાશે, એક દિવસ જમ્યેથી કાંઈ જન્મારો પાર પડતો નથી માટે એવા જમણથી









દુર રહેજો. કોઈ રોજો, કોઈ દરગાહ કોઈ પીરની જગ્યાએ જઈને દુરૂદ પઢીને ફુલ ચડાવવાં ફાતીઓ દુરૂદ પઢીને તેને બકસવો. પણ માથું નમાવવું નહિ. આજીજી કરવી.

તમને વેદ કીતાબની રાહ બતાવી છે. તે પ્રમાણે ચાલજો અને તમો સાચા હસો તો સાહેબ બેલી થાશે. સાચ વિના સાહેબ રાખશે નાહી. વળી કોઈની એબ ઉઘાડવી નાહીં. કોઈ કારણ કરીને તેને તુછ ગણવો નહી. કોઈની નિંદા કરવી નાહી. નીંદા કરવાથી ભવોભવ નર્કની આસા રાખીને, કોઈની નિંદા કરજો, વળી જે માણસની નિંદા કરીએ તે માણસના ગુના નિંદા થકી ધોવાઈ જસે તેના ગુના નિંદા કરનાર પર ચડશે. જુવો કે પાંડવોએ પાપ ઉતારવા માટે બુદ્ધા રૂપે ગાય મરાવી. તેમણે નિંદા કરાવી, ત્યારે પાપ ઉતર્યું. માટે નિંદા કરનાર લોકો જેની નિંદા કરસે તેને ફાયદો છે તેનો બોજો નિંદા કરનાર માથે છે, તે માટે તમને વેદ કુરાનની રાહ બતાવી છે, તે પ્રમાણે ચાલજો. આ જ્ઞાન કથંતે પીર સોદરદીન, સત, દત ને ક્ષમા ને અજંપા જાપ સર્વેનો સરદાર છે. જ્ઞાનગોળ સંપુર્ણ છે, સહી. સામી પ્રત હતી તેવો ઉતારો કર્યો છે. ભુલચુક સુધારીને વાંચશો. બંદો અજાણ છે. સાહેબનો ગુનેગાર છે. સાહેબ પોતે ગુના બક્ષણહાર છે.

[સમાપ્ત]

